# માધવાનળ ભાષાંત્તર.

મૂળકવિ કાળીદાસના સંસ્કૃત ઉપરથી

સત્ય, અટકળ અને કલ્પના મીશ્રીત.



कविःकरोति काव्याणि ।

रसंजानंति पंडिताः ।।

कामिन्याःकुचकाठिन्यं ।

पतिःजानातिनोपिता. ।। १ ।।

બનાવનાર

ભટ, આત્મારામ પ્રેમજી--મેહેતા,

બાટવા—સૌરાષ્ટ્ર.



અમદાવાદ.

અમદાવાદમાં ધીકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં

ઘેલાભાઈ નરસિંહદાસ મેહેતાએ છાપ્યું.

સન ૧૮૮૯. સંવત ૧૯૪૫.

કિંમત બાર આના.

३५३४

# अथश्रीमाधवानळभाषांतरंच.

महाकवीश्वर कालीदासप्रणीतस्य तदनुवर्त्ति-
नावाटत्रावासीमहत्वपद धारिणाप्रेमज्यात्म
जात्मारामेणप्रसिधिंनीतः॥

श्लोक.

पुष्पेषुचंपा नगरीषुलंका,
भार्यांषुरंभा पुरुषेषुविष्णुः॥
नदीषुगंगा नृपतिषुरामः
काव्येषुमाघः कविकालीदासः॥१॥

---

संवत् एकोनाविंशत्याधिक चतुरुप
रिपंचशताव्दे.

सवंत् १९४५ शके १८१० इ०स० १८८८

# માધવાનળ ભાષાંત્તર.

મૂળકવિ કાળીદાસના સસ્કૃત ઉપરથી

સત્ય, અટકળ અને કલ્પના મીશ્રીત.



कविःकरोति काव्याणि ।
रसंजानंति पंडिताः ॥
कामिन्याःकुचकाठिन्यं ।
पतिःजानातिनोपिता. ॥ १ ॥

બનાવનાર

ભટ, આત્મારામ પ્રેમજી--મેહેતા,

બાટવા--સોરાષ્ટ્ર.




અમદાવાદ.

અમદાવાદમા ગીઝાટ યુનિયન પ્રિન્ટિગ પ્રેસમાં

ઘેલાભાઈ નરસિંહદાસ મેહેતાએ છાપું.

સન ૧૮૮૯ સવત ૧૯૪૫


કિંમત બાર આના.

# अर्पण पत्रीका.

પ્રેમાકાંક્ષી— પ્રિયદર્શી.

## હિમ્મતરામ હરખલાલ.

બાટવા ન્યાયાધીશસાહેબ.

સદ્‌ગુણી સજ્જન—

આપ નીતિ, પ્રીતી અને ન્યાયના સંગ્રહતા છો. નીતિ પ્રીતી અને ન્યાય નામે એકે વસ્તુ અમારી પાસે નથી જે આપ આગે ધરી કૃતાર્થ થઇએ. કૃતાર્થ થવારૂપ ભક્તિ, તે પણ તમ પ્રત્યે અમારી જોઈએ તેટલી નથી. નીતિ, પ્રીતિ અને ન્યાયથી આપ ભરેલા છો, પણ અમ પાસે તે માંહેનો લેશમાત્ર પણ નથી કે અમે તમ પ્રત્યે પવિત્ર પ્રભાવ બતાવીએ. સંસાર મારની એવી કોઈ સારભૂત વસ્તુ પણ અમારી પાસે છે નહીં, કે આપને ભેટ ધરવાની હિમ્મત થાય. આપ રત્નરૂપ ભંડાર છો અને અનેક રત્નના ભંડારી છો, ત્યારે અમ

સરખા રત્ન રહીત જનો પાસે રત્નાનો ક્યાંથીજ હોય, જે આપની સમજ ખરી શ્રેષ્ટતા સંપાદન કરીશે, શ્રેષ્ટતા સંપાદન કરવાનો અમારો વિચાર પણ નથી અને શ્રેષ્ટતા સંપાદન કરીશું પણ નહીં. અમ દીનજનો ઉપર આપની જેવી પવિત્ર નજર છે તેનો લક્ષાંસ માત્ર પણ બદલો વળે તેમ નથી; તો પણ શ્રીમતના ગૃહના ભોજન તજી જેમ શ્રીકૃષ્ણે વીદુરજીની ભાજી ગ્રહણ કરી હતી તેવી રીતે આ અલ્પબુદ્ધિ અનુસારે રચાએલુ પુસ્તક આપ સમક્ષ ધરવા ચાહના છે તો સ્વીકાર કરશો. વિશેષ આપ ન્યાયતત્વના તત્વશોધક છો. બાટવામા રહી આપે ચતુર દિશાગાં પ્રવીણતા રૂપ આભાસ ધરાવ્યો છે. આપની ન્યાય પ્રત્યેની તુલના કરવી અમ સરખા અસમર્થજનોથી કેવી રીતે બને? તમાંમ રીતે વિદ્યા વૃદ્ધિમાં ઊત્સાહ ધરાવો છો અને ગ્રંથકારને આશ્રય આપો છો; એવા એવા અનેક સદ્‌ગુણોથી આ નુતન ગ્રંથની સાથે આપનું અમર નામ જોડવા તથા ગ્રંથને દીપાવવા સ્વીકાર કરશો.

લી. ગ્રંથકર્ત્તા.

# विज्ञापनं (प्रस्तावना).

जगतिबहवः पुरूषाश्चशास्त्राणिसंति तेषांमध्ये केषांचितपुरुषाणांरुचिः वेदवेदांतन्यायज्योतिषायुर्वेदमंत्रतंत्रग्रंथादौसंतिकेचनपुराणेतिहासकाव्या व्याकर्णछंदप्रबंध नाटकरसालंकारगणित योगाविद्यायां सुरुचयोभवंति ॥ केचित् । नीतीव्यवहारा भूमितीकृष्यादिव्यापारेषुप्रीत्युत्सुकाः भवंतिस्म. परंतु पुराणेतिहासकाव्यपञ्चतंत्र चंपु साहित्यादिपुनानाप्रकार विद्याविलासरुचिनभ्जुषाक्कचित्कचिदेतदीयमाधवानलकथास्थश्लोकप्रसंगैः श्रोतृणांकर्णरम्यप्रसंगत्वेन तथैवकतिपयसद्ग्रंथामद्सद्गृहस्थकृत महताप्रयत्नेनममाग्रे एतदीयपुस्तकस्येच्छा विवृतनद्वाराप्रकटीकृता तदत्र यत्नमारभ्यश्रृंगाररसस्यबहु भातीत्वात् तद्रसस्थज्ञानमलभ्य एतदीयग्रंथस्याध्ययनश्रवणावलोकन सुखार्थं मयाधुना महताश्रमेणाविवृतः प्रकाशितश्च ततसदयंग्रंथोश्रीमत्सकलशास्त्रार्थ सारविदुपां विद्यारसज्ञानांविशैवभूषाधराणांमहतांसन्मुदेऽस्तु महाकविकालिदासप्रणीतोऽयमाधवानळाख्यनामग्रंथः जगतिस

त्रप्रसिद्धोस्ति परंतुएतदीयपुस्तकानामस्वल्पतयादीद्र श्रुणांपठतांचमहत्कष्टात्कदाचिदपिकोचित्पुरुषस्य ला भोभवति परंतुसर्वेषांनलाभोसुखकरोस्यतएवनिश्चिसा धुनामूलमात्रसहितभाषयाच समेतोप्रसीधिंनीतः तदे वसर्वेषांशुभदोस्तु ॥

भाषांतरेऽस्मिन्जनतोषयुक्तेप्रमादतश्चे
दस्खलनंकुतश्चित् ॥ क्षंतव्यमेतत्कृप
याऽत्युदारचरीत्रचित्रैःविदुषांप्रधानैः॥१॥

एतदीयग्रंथग्राहीणामाशिषःसफलाःभवंत्

नागवल्लिरिपुःकन्यासाकन्यायस्यवल्लभा॥
तस्यहाररिपुःस्वामीतस्यकांतास्थिरोभवः।२

इत्याशिः

वैराग्येसंचरत्येकोनीतौभ्रमतिचापरः
श्रंगारेरमतेकश्चिद्भुवीभेदाःपरस्परं ॥३॥

विद्यागुणव०—

कामधेनुसमाविद्याअकालेफलदायिनी॥
प्रवासेमातृसद्रशीविद्यागुप्तंधनंस्मृतं ॥४॥

विद्याशस्त्रंचशास्त्रंचइत्यादि ॥५॥

विद्यारदातिविनयं इत्यादि ॥६॥

मातेवरक्षतिपितेवहितेनियुक्तेइत्यादि॥७॥

जाड्यंधियोहरतिसिंचतिवाचिसत्यं ॥८॥

नचोरचौर्यंनृपतेरसाध्यं ॥९॥

कोविदेशःसुविद्यानां ॥१०॥

विद्वत्वंचनृपत्वंच.

परचूरणानती ॥

यस्माच्चप्रीयमिच्छेततस्यब्रूयात्सदाप्रियं ॥

मंदःकवियशःप्रार्थीगमिश्याम्युपहास्यतां॥

प्रांशुलभ्येफलेमोहातुउद्बाहुरिववामनः ॥

ग्रंथकर्त्ता.

# પ્રસ્તાવના.

અનેક રંગથી સંસાર ભરપુર છે. મોટા મગજના મહાન પુરૂષ જે રંગમાં ઉતરેલા છે તે રંગને દીપાવી દેદીપ્યમાન કરી દીધા છે. સંસારમાં વસ્તુઓ એવી પણ પાકેલી છે કે જેના ઉપમાની જગ્યાએ દાખલાઓ અપાય છે, જે વિશયની વાત એક મહાનપુરૂપ હાથ લે છે, અને લખવા બેસે છે, ત્યારે તે વસ્તુ અવર જનોના મતે ગમે તેવી હોય પણ સકારણથી તેને પ્રાધાન્ય પદમાં આણી મુકે છે; અને તે એવી વરણવે છે કે ગમે તે કારણોથી માણસોને વ્યાજબી લાગે છે. જે જે મતના મહાનપુરૂષોએ જે જે મત પ્રવર્તાવ્યો છે તે તે સિદ્ધ કરી આપ્યો છે એટલે શ્રેષ્ટ કરી બતાવ્યો છે. ધર્માચાર્યોએ જે સિદ્ધાંતો બતાવેલા છે તે ધર્મના ધર્મવિલાસીઓએ કબુલ રાખેલ છે. એટલે સંસારમાં એવા અનેક રંગ પડેલા છે કે, જે વધારવાથી વધે અને ઘટાડવાથી ઘટે. એ સઘળું મનુષ્યનેજ હાથે.

જે જે પુરૂષોએ ભૂતકાળમાં કાર્યો કરેલાં, તે તે વખતમાં પંકાઈ ગએલાં અને વિદ્વાન પુરૂષોએ તેમનાં ચરીત્ર બનાવી એક ઓરજ મીઝાનપર આણી મુકેલાં, પણ કેટલોક કાળ થયાં આ રીવાજ બંધ પડેલો હશે. નહીંતો તે પછીના અનેક વીરપુરૂષો આર્યવ્રતમાં બની ગયા છે. પણ તેને અમર કરનાર થયો નહીં હશે. દરેક મદદકારક વાત રાજ્ય તરફથી થાય ત્યારે તે બાબત સુધરી સફાઈ પર આવે.

સમયે આર્યો જ્યાં સુધી રાજ્ય કર્તા હતા અને તેમના વખતમાં કાંઇ પણ નવીન શુભ વાત બનતી તો ઉત્તેજન પામતી. પણ જ્યારે રાજખટપટ, કાવાદાવા અને કુસંપરૂપી શત્રુઓ પ્રગટ્યા એટલે આશ્રયની વાતતો શાની કરવી! રાજ્ય સુધારાના પુરૂષ છેવટમાં છેવટ હાલના જમાના માટે અકબર થએલ છે. તેણે અનેક શાસ્ત્રોનો સંશોધ કરાવી, તેના તરજુમા કરાવી બીજાઓ કરતાં આ બાબતમાં તેજ થયો છે. આર્ય વિરોમાં વિક્રમ સૈકાના પંદરમા સૈકા પેહેલા જેટલાં ઉત્તેજનિક રાજ્યો હતાં તેવાં તે પછી થએલાં નથી વિક્રમ, ભોજ આદી નૃપતીઓ આ માટે પ્રખ્યાત થઇ ગએલા છે. અને તેથીજ તેમની ચીરકાળ સુધીની યાદગીરી રહી ગએલી છે. નવો ગ્રંથકાર પણ વખતે પોતાની વારતાનો નાયક એવાજ રાજા અથવા ઉત્તેજનિક પુરૂષને બનાવી અમર કરે છે. ઉર્જયીનીના મહારાજા વિક્રમ, આ બાબતમાં શ્રેષ્ટતા ધરાવે છે અને તે હજી સુધી પરદુ:ખભંજન વિક્રમ કહેવાય છે. તેના વખતનાં થએલાં કાર્યો એક એકથી સરસ અને વધારે જાણવા જોગ છે. તેની વખતમાનાં રચાએલાં જન્મચરીત્રો એવી ઢપછપમાં લખાએલાં છે કે તે મહાન પુરૂષનું વૃત્તાંત પણ રહે અને વળી તે એક મુખ્ય ગણાતા વીરને શોભાવે. એ એક જીવન ચરીત્ર લખનારની ચાતુરીની સીમા છે. કાળીદાસ પડિતની આ ચાતુરી વિશેષ છે અને તેણે લખેલાં જીવન ચરીત્ર એવાતો સ્વરૂપથી ઘરેણાં રૂપ બનાવેલાં છે કે તે પેહેરનાર મહારાજા વિક્રમ શોભી રહ્યા

છે. ઘણાં જન્મ ચરીત્રો લખવામાં અને કાવ્ય સંબંધી કામ કરવામાં કાળીદાસે પોતાનો વખત ગુજારેલો છે. જન્મ ચરીત્ર લખતી વખત તેમાં એકાદ વિષયનું પ્રાધાન્ય પદ મુકી તેને પ્રકાશિત કરે છે. આ પ્રમાણે આ માધવનું ચરીત્ર પણ સંસ્કૃતમાં કાળીદાસે રચેલું છે. અને તે શ્રંગાર રસથી વર્ણવી માધવને એક કામદેવથી સરસ બનાવી દીધો છે. જેમ જેમ એક ચરીત્ર ઉલટાવી ઉલટાવી લખાતું જાય તેમ તેમ તેમાં વૃદ્ધિ થતી જાય છે. કાળીદાસ, પછી સાંમળ ભટ અને છેવટ આ લખાએલ આ વાત મેળવતાં આસમાન જમીનનો તફાવત થએલો છે. આદી પુસ્તકનું અને છેવટના (હાલના આ) ભાષાંતરનું સરખાપણું કરનાર જાણી જોશે કે તેમ બનેલું છે ખરૂં. મૂળ પુસ્તક અને સામળ ભટનું પુસ્તક સરખાવવાથી તેની ઉત્પત્તિ અને સ્થીતિની વાત એટલી ભિન્ન ભિન્ન અને અસંભવિત છે કે માનવી પણ અશકય લાગે. પણ તે એવી સરસ શૈલીથી લખાએલી છે કે તે આપણી આંખે અને જુની લખાણની રીતે તપાસતાં ખરી લાગે. માધવની ઉત્પત્તિ વિષે મહાન કવિ કાળીદાસ કાંઇજ લખતા નથી. પણ આપણા ગુજરાતી ગત કવિ, કવિ સામળભટ એક એવી ઉત્પત્તિ બતાવે છે કે તેના વર્ણન પરથી ખરી લાગે. પછી બનેલી ગમે તે પ્રકારની હોય તોપણ મૂળ સંસ્કૃતમાં આ પુસ્તક કાળીદાસનું રચેલું છે અને તે વિક્રમ ચરીત્રમાના એકાદ પુસ્તકનો તે ભાગ

છે. તે મૂળ સહીત ગુજરાતી ભાષાંતર કરી આ બહાર પાડેલ છે. આ સિવાય કવિ સામળભટે કાવ્ય રૂપ ભાષાંતર કરેલ છે, તેમાં તે માધવની કળા વિસ્તારે છે. આ સિવાય અવર કોઈએ માધવનું ચરિત્ર લખેલું છે કે નહી તે જણાયું નથી.

મૂળ સસ્કૃત પુસ્તક પુરાનુ હાથ આવવાથી તેનો નાશ ન થઈ જાય તેટલા માટે મૂળ સહીત—સુધારા વધારા સાથે ભાષાંતર છાપવામાં આવ્યું છે.

આ વાત લખવાનુ મૂળ કારણ એજ કે અતીશય વધારે કાંઇપણ સારૂં નહીં. આ માટે એક વિદ્વાન લખેછે કે

અતી બડો નહીં બોલનો, અતી બડી નહી ચૂપ;
અતી બડો નહીં બરસનો, અતી બડો નહી ધૂપ.

એટલે કામકુંડલા તથા માધવ અત્યંત રૂપાળા હતાં અને પ્રથમથીજ સુખી હતાં. માધવ ગાયનકળા, વાજિત્રકળા અને વિદ્યામાં શ્રેષ્ટતા ધરાવતો હતો. તેથી તે અત્યંત વધારાએ કરી દુઃખ વેઠવું પડેલું છે. કામકુંડલા માધવપર અતી મોહી જવાથી અને અતી સ્વરૂપા હેવાથી કષ્ટાણી છે

આખી વાત વાંચનારની દ્રષ્ટીમાં આ જોડું કલંકિત માલમ પડશે. પણ ખરી દ્રષ્ટી અને વિચારથી જોતાં તે કલંકિત નથી એમ જણાશે. કામકુંડલા વેશ્યા હતી એટલે માધવપ્રતી પ્રેમભાવ બતાવી ચાહેજ, એ વારાંગનાનો ધર્મજ છે; એમ કોઇ કહે. પણ તેની સાથે તેના સુખ દુઃખના વખતનો સંબંધ અને માધવ પ્રત્યે પોતે પ-

તિવ્રતાપણું રાખી પોતાનું શીઅળ સાચવે એ વેસ્યાથી બનવું અઘટીત છે.

માધવ સમક્ષ પ્રતિજ્ઞા લીધા બાદ સતી, પ્રતિવ્રતા, સદાચરણી, એક નીષ્ટાવાળી અને શુદ્ધ અંતઃકરણવાળી થઇ હતી. એટલે તેને તો કલંકિત જરા પણ લેખાવાય નહીં. તેમ માધવ પરપત્નીઓના પ્રેમનો ભરેલો હતો પણ તે શુદ્ધ અને મદનમાર હતો. પરપત્નીઓ કામવશ થતી પણ પોતે કામવશ થતો નહીં. સઘળી સ્ત્રીઓને કામદેવ પકડતો પણ માધવ તે કામને પકડી વશ રાખતો; એટલેજ તે કોઇ સ્થળે પણ નીચ દ્રષ્ટી અથવા બુરી દાનતથી વરત્યો નહોતો. વળી પણ તે સદાચરણી અને ધર્મનિષ્ટા તથા સ્વકર્માચારમાં એક્કો હતો. માટે તે પણ આ દોષમાંથી મુક્ત થાય છે.

સુખને અંતે દુઃખ અને દુઃખને અંતે સુખ હોય છે. જેમ સુર્ય અસ્તોદય તથા ઉદય અસ્ત થયા કરે છે તેવી રીતે પાંડવ તથા દ્રૌપદી, નળ તથા દમયંતી અને રામ તથા સીતા, એ વીગેરે બીજાં પણ પ્રેમાળ જોડાં દુઃખ પામેલાં છે. પણ અંતે તેઓ સુખીજ છે. વિદ્વાન અને લાયક વીરતો પોતાના દાંપત્ય ધર્મમાં જરા પણ તુટ સંકટ વખતે પણ આવવા દેતા નથી. કદાપી વિધીના ક્રમે કરી તેઓ પીડાય છે. પણ સમર્ગતાથી ધીરજ પકડનાર તે આપત્તિને હઠાવી શકે છે. એવો દાખલો આ માધવ પોતેજ કરી બતાવે છે.

**ભાષાંત્તર કર્તા.**

॥ श्रीगजाननायनमः ॥ श्रीमद्धाटकेश्वरोजयतु ॥

# ॥ अथ माधवानळकथा लिख्यते ॥

---

ईश्वरस्तुतिः

अंबोधिःस्थलतांस्थलंजलधितांधूलिल
वःशैलतां। मेरुःमृत्कणतांतृणंकुलिशतांव
ज्रंतृणप्रायतां ॥ वन्हिःसीतलतांहिमंदहन
तामायातियस्येच्छया । लीलादुर्ललिताद्भु
तव्यसनिनेदेवायतस्मैनमः ॥१॥
प्रणम्यपरयाभक्त्याहंसयानंसरस्वतीं ॥
यस्याःप्रसादादारभ्यकरीश्यामीकथानकं ॥१॥

अस्तिपुष्पावतीनामनगरी ॥ तत्रगोविंदचंदोना
मराजा । तस्यराज्ञीसप्तशतानिबभुवुः ॥ तासांमध्येरुद्र
महादेवीपट्टराज्ञीवर्त्तते ॥ यत्

श्यामायौवनशालिनीमधुरवाक्
सौभाग्यभाग्योदया ॥

कर्णांतायतलोचनातिचतुरा
प्रागल्भगर्वान्विता ॥
रम्याबालसरोजमंथरगतिः
मत्तेभकुंभस्तनी ॥
बिंबोष्ठीपरिपूर्णचंद्रवदना ।
श्रृंगारलीलारसा ॥२॥

तस्यराज्ञःग्रहेमाधवानळोनामबटुकोस्ति ॥ रूपेण मकरध्वजः । कामःइव ॥ शास्त्रेणब्रहस्पतिरिव । त-स्यबटुकस्यरूपेणसर्वाःनागरीकाविमोहिताः । (कामार्त्ताजाताः) उक्तंच

सुरूपंपुरुषंद्रष्ट्वापितरंभ्रातरंसुतं ॥
क्लिद्यंतेयोनयस्त्रीणामामपात्रामिवांभसा ।३॥

अन्यदाऽवसरेमहाजनैरागत्यराज्ञोग्रेकथितं ॥ य त्नमाधवरूपेणसर्वास्त्रियोविमोहिताःवयंसर्वे पुष्पावतीं त्यक्त्वाअन्यनगरंगच्छामः ॥ वामाधवोगच्छतु । ततो राज्ञाचिंतितं ।

बहुभिःनविरोधव्यंदुर्जनोहिमहाजनः ।

स्फुरंतमपिनागेंद्रंभक्षयंतीपिपिलिका:॥४॥

इतिविमृश्यमाधवःसभायामाकारीतः । कथितं माधव तवगुणानममाग्रेदर्शय ॥ अथराजाममाग्रेइद्र-शंवितर्क्यवाक्यंवदति । केनकारणेनाकिंपरस्यापिशु-नमवेशोजातः । परवादेदशवदनःपररंध्रनिरीक्षणे सहस्राक्षः ॥ परवित्तहरणेसहस्त्रबाहुःजातः पिशुनः उक्तंच

आक्रोषितोऽपिसुजनोनवदत्यवाक्यं
निष्पिडितोमधुरमुत्क्षुरतेयथेक्षुः
नीचोजनोगुणशतैरपिसेव्यमानो
हास्येनयद्वदतितत्कलहेनवाच्यं ॥५॥

ततोमाधवेनचिंतितंराज्ञोवचनंशुभमशुभं वामया कर्त्तव्यं । उक्तंच

आज्ञाभंगोनरेंद्राणांविप्राणांमानखंडनं ॥
प्रथकशय्याचनारीणामशस्त्रवधमुच्यते ॥६॥

इतिविमृश्यराज्ञोग्रेवीणांगृहीत्वामंद्रमध्यताल स्व-रेणगानमारब्धं ।

सप्तस्वरात्रयोग्रामाः मूर्च्छाचैकोनविंशतिः
तानाएकोनपंचाशत्तिस्रोमात्रालपःस्मृतः॥७॥

वीणावादंरागमारब्धः ॥ उक्तंच ।

सुखिनिसुखनिधानंदुःखितानांविनोद ।
श्रवणहृदयहारीमन्मथस्याग्रदूतः ॥
अतिचतुरसुगम्योवल्लभःकामिनीनां
जयतिजगतिनादःपंचमश्चोपवेदः ॥८॥

रागेकृतेमतिराजाचमत्कृतः । राज्ञामनसिचिंतितं पूर्वईद्रशंवाक्यंमयास्मृतमस्ति ॥

अतिरूपाव्हृतासीताअतिगर्वेणरावणः ॥
अतिदानात्बलीबद्धोअतिसर्वत्रवर्जयेत्।९।

इतिविमृश्य । माधवायत्रिपर्णिकांबिटिकांदत्ता कथितं । रेमाधवत्वयाममाज्ञामध्येनस्थातव्यं ॥ माधवेनोक्तं । देवादेशप्रमाणं उक्तंच

मातायदिविषंदद्यात्पिताविक्रयतेसुतं ॥
राजाहरतिसर्वस्वंकातत्रपरिवेदना ॥१०॥

इतिचिंतयित्वाअन्यदेशंप्रचलितः। वनाद्वनंग्रामात्ग्रामंदेशात्प्रदेशंमुक्त्वाक्रमेणकामावतींनगरींययौ॥ तत्रकामसेनोनामराजा। तत्रकामकुंडलानामपात्रं। किंभूतंकामकुंडलानामपात्रं॥

शुचिर्नेत्रद्वयंयस्याः वक्त्रंचंद्रोपमंशुभं॥
स्मरपाशसमौकर्णौकपोलौचंद्रिकोज्वलौ॥१॥
नासीकातैलधारेणकामचापोपमौभ्रुवौ॥
दशनाहीरकैस्तुल्याविद्रुमोपमितोऽधरौ॥१२॥
मयूरस्यकलापेनतुल्यकेशनिबंधनं।
शंखरेषात्रयेणैवकण्ठदेशोविराजते॥१३॥
स्वल्पकंमध्यदेशस्तुमुष्टिग्राह्यमनुत्तमं॥
नाभिमंडलगांभीर्यंलावण्यंकेनवर्ण्यते॥१४॥

एवंविधांकामकुंडलानामपात्रं। शरीरेकृत्रिमचंदनमयींकंचुकींविधायराज्ञोग्रेनृत्यंकरोति॥ तत्समये राजद्वारेमाधवानलोसंप्राप्तः। माधवेनमृदंगध्वनिमाकर्ण्यप्रतिहाराग्रेकथितं॥ भोप्रतिहार अत्रसभायां सर्वेमुर्खाःसंति। प्रतिहारेणराज्ञोग्रेनिवेदितं। भोरा

जनकोऽपिब्राह्मणोअकस्मादागत्यइदंकथयति ॥ अ-
त्रसभायांसर्वेमुर्खाःसंति ॥ भोप्रातिहारविप्रंपृच्छ। प्रति-
हारेणागत्यविप्रायपृष्टं॥ भोविप्रकेनकारणेनसभामूर्खा
तत्कथयइतिप्रातिहारस्यवचनंश्रुत्वा । माधवेनोक्तं॥
अत्रद्वादशतूर्याणांमध्येयत्पूर्वाभिमुखोमृदंगंवादयतित-
स्यदक्षिणकरेअंगुष्ठः नास्तितेनशब्दस्तुट्यति । तत्रनृ
सांकितेनसभामूर्खा॥ ब्राह्मणस्यवचनंश्रुत्वाप्रातिहारेणा
गत्यराज्ञोग्रेनिवेदितं ॥ राजाचमत्कृतः । ततोराज्ञोक्तं
भोप्रातिहार। तंविप्रंशीघ्रमानय ॥ ततोप्रातिहारेणविप्रो
सभामध्येआनीतः॥ ब्राह्मणेनआशिर्वचनंदत्तंतदाह ॥

येनोधृत्यसमूलमंदरागिरिः। छत्रीकृतोगोकुले।
राहुःयेनमहाबलःसुररिपुःकायार्द्धशेषिकृतः॥
कृत्वात्रिणिपदानियेनवसुधाबद्धोबलिर्लीलया
सोयंपातुयुगेयुगेयुगपतिस्त्रैलोक्यनाथोहरिः ॥

राज्ञातुष्टेनतस्मैपंचांगप्रसादोदत्तः। अर्द्धासनंदा
पितं ॥ ततोविप्रोउपाविष्टः तद्यथाउक्तंच

गुणाःसर्वत्रपूज्यंतेपितृवंशोनिरर्थकः
वासुदेवंनमस्यंति। वसुदेवंनतेजनाः ॥१६॥

ततःकामकुंडलयामनसिचिंतितं ॥ यदयंकोऽपि पुरुषोसकळकलाकुशलोवेदशास्त्रपारंगमः समेतः (वास्ते) अद्यमेसर्वेकलासफलाजाताः । यन्मयापूर्वंराज्ञोग्रेनृत्यंक्रुतंतत्सर्वंवृथाजातं ॥ ततोराज्ञः पार्श्वेमाधवेउपविष्टेसतिकामकुंडलयाप्रविशेषंनृत्यंकृतंसर्वाःकलाःप्रकटिताः मस्तकेनिरभ्रतंकर्त्तुकंसंस्थाप्य. पादेनपादन्यासंकरोति । हस्तेनहस्तन्यासंकरोति । मुखेनगानंकरोति । नेत्रयोः कटाक्षंकरोति । इत्यादिसर्वाः कलाःप्रकटिताः ॥ तत्समये अकस्माद् भ्रमरेणागत्यकामकुंडलायाः स्तनेवेदनाकृता । तयातत्रस्थानेपवनमाकृष्यभ्रमरोड्डापितः । तदिदंमहत्कर्ममाधवोअपश्यत ॥ नृपाद्याःकेऽपिनजानंतिततोमाधवेनराज्ञादत्तंपंचांगप्रसादं उचितंदानंतस्यैदत्तं ॥ कामकुंडलयाताद्विकरेणगृहीत्वा मस्तकोपरिसमारोप्यकथितं । भोचतुर्दशविद्यानिधान शृणुत उक्तंच ॥

दानेनपाणिः नतुकंकणेन
श्रोत्रंश्रुतेनैवनकुंडलेन ॥
आभातिकायःकरुणापराणां

परोपकारेणनतुचंदनेन ॥१७॥
भवंतिनम्रातरवःफलोद्गमैः
नवांबुभिःभूविविलंबिनोघनाः ॥
अनुद्धतासत्पुरुषासमृद्धिभिः
स्वभावएवैषपरोपकारिणां ॥१८॥
रत्नाकरःकिंकुरुतेस्वरत्नैः
विंध्याचलःकिंकरिभिःकरोति ॥
श्रीखंडखंडैर्मलयाचलःकिं
परोपकारायसतांविभूतयः ॥१९॥
परोपकारायफलंतिवृक्षाः
परोपकारायदुहंतिगावः ॥
परोपकारायवहंतिनद्यः
परोपकारार्थमिदंशरीरं ॥२०॥

ततोनंतरंराजाकोपाधिकोबभूव।सभांविसृज्यमाधवाग्रेकथितं ॥ रेभिक्षुकत्वयामदीयोपंचांगप्रसादःकेनकारणेनकामकुंडलायैदत्तः ॥ माधवेनोक्तं ।

नगीतेनविनाब्रह्मानगीतेनविनाशिवः ॥
नगीतेवविनाविष्णुस्तस्माद्गीतमयंजगत् ॥

ततोराज्ञातुष्णिमुखिभूय । कथितं । रेभिक्षुकअद्य त्वदीयः शिरः खड्गेनविदारयामिपरंतुकिंकरोमित्वंब्राह्मणोऽसिउक्तंच ॥

अवध्याब्राह्मणागावोस्त्रियोबालातपस्विनः॥
येषामन्नानिभुंजंतियेयस्यशरणंगताः ॥२२॥

इतिविमृश्यभूपेनकथितं ॥ रेभिक्षुकत्वयाममाज्ञामध्येनस्थातव्यं ॥ ततोमाधवेनोक्तंदेवाऽऽदेशप्रमाणं ॥ इत्युक्त्वामाधवेनचिंतितं ॥ उक्तंच ॥

क्लीबेधैर्यंद्यूतकारेऽपिसत्यं
सर्पेक्षांतिःस्त्रिषुकामोपशांतिः
काकेशौचंमद्यपेतत्वचिंता
राजामित्रंकेनदृष्टंश्रुतंवा ॥२३॥

शास्त्रंसुचिंतितमथोपरिचिंतनीयं
आराधितोऽपिनृपतिःपरिशंकनीयः ॥

अंकेस्थितायुवतयःपरीरक्षणीया
शास्त्रेनृपेचयुवतौचकुतोवशित्वं ॥२४॥

ततोमाधवेनचिंतितं । धिकममममंदभाग्यं । यद इंईद्रशस्थानातानिःकामितः ॥ परंतुममभाग्यंइद्रशंअ स्ति ॥ उक्तंच ॥

उदयतियदिभानुःपश्चिमायांदिशायां
प्रचलतियदिमेरुःसीततांयातिवह्निः ॥
विकसतियदिपद्मंपर्वताग्रेशिलायां(पण)
नचलतिविधिवशात्भाविनीकर्मरेषा॥२५॥
*असद्रशफलाभीलाषींदैवेननिर्वायतेपुरुषः ॥
द्राक्षाप्रपाकसमयेमुखपाकोभवतिकाकानां २६
[1]पत्रंनैवयदाकिरीगविटपेदोषोवसंतस्यकिं

---

* भाग्यहीनकुंकहांमिलेभालिवस्तुकोभोगइत्यादि

१ पंचैतेपांडुपुत्राः। जातोब्रह्मकुलेप्रजो. । जातः सूर्यकुलेपितादशरथः। सुताराविं० येनाकारिमृ. साहि गगनविहारी ॥ जनकनृपतिकन्या ॥ खल्वाटोदिवशे०।

नोलूकोप्यवलोक्यतेयदिदिवासूर्यस्यकिंदूषणं
वर्षानैवपतंतिचातकमुखेमेघस्यकिंदूषणं ।
यद्भाग्यंविधिनाललाटलिखितंतत्प्रोज्झितुंकः
क्षमः ॥२७॥

नसत्प्रकारोप्यस्तीहयेनसाभवितव्यता ॥
छायेवनिजदेहस्यसकिंतांकर्तुमन्यथा ॥२८॥

समीहीतंयन्नलभामहेवयं
प्रभोर्नदोषःखलुकर्मणोमम ॥
दीवाप्युलूकोयदिनावलोक्यते
तदापराधःकथमंशुमालिनः ॥२९॥

ततोनंतरंअतिदुःखपीडितःसनराज्ञोपमान स्थानात्प्रचलीतः ॥ माधवस्यपाथिगतःकामकंडलाग्रेसंप्राप्ता ॥ प्रणामपूर्वंचटुवाक्यानिकाथेतानि । हेकांत । हे कमलपत्राक्ष । हेमकरध्वज ॥ ममोपरिकृपांकुरु ॥ मदीयेगृहेआगच्छ । इतिकथयित्वा ॥ गृहेनीतः । द्वावपिशय्यायामुपाविष्टौपरस्परंस्नेहोजातः ॥ ततोनाना

प्रकारैः दिव्यंसुरतप्रारब्धं। आणिक्यंसुरतंनाम० इ
अधस्थारमतेनारीउपरिस्थोऽपि इ० उपरिस्थायदा
नारी ई० पशुवद्रमतेयत्रनारीचमुद्रिकांनरः

इत्यादिचतुराशीतिपरीणामः दीव्यंसुरतंकृतं ॥
ततोकामकुंडलामाधवंप्राह ॥

गीतशास्त्रविनोदेनकालोगच्छतिधीमतां ॥
व्यसनेनहिमूर्खाणांनिद्रयाकलहेनच ॥३०॥

इत्यादिप्रकारेणमाधवःसकलांशर्वरींनीत्वा । प्र
भातसमयेपुनरपिराज्ञोभयातगंतुमुपचक्रमे॥ उक्तंच

त्यजेदेकंकुलस्यार्थेग्रामस्यार्थेकुलंत्यजेत् ॥
ग्रामंजनपदस्यार्थेआत्मार्थेप्रथिवींत्यजेत् ३१॥

ततोमाधवःकामकुंडलांप्रतिमाह

झटितिप्रविशगेहंमाबहिःतिष्ठकांते
ग्रहणसमयवेळावर्त्ततेसीतरश्मेः
अयिसुविमलकांतिंवीक्ष्यराहुःसनूनं
ग्रसतितवमुखेन्दुं पूर्णचंद्रंविहाय ॥३२॥

नवशत्तांशाशिवयणी
हरहारआहारवाहनानयणी
जलसुतारिपुगमनीहे
मूग्धेक्कच्छदीयेशोषी ॥३३॥

इत्युक्त्वाकामकुंडलायाःमकाशातमाधवश्चलीतः॥

ततोऽनंतरंकामकुंडलाकामेनपीडीतासतिविलापंकुर्वंतीमाह

हाहैंयंवज्रमयंघटियंवज्रंवज्रेणसहसाघटीयं॥
वल्लभवियोगकालेयंनगयंखंडखंडेन ॥३४॥

इत्यादिविलापंकुर्वंतीसतितपस्विनीवेश मादाय स्थिता । उपवासंभूमिशयनादिभिःदिवसानतिक्रामयति ॥ उक्तंच

शशिनिखलुकलंकंकंटकंपद्मनाले
जलधिजलमपेयंपाण्डितेनिर्धनत्वं ॥
दयितजनवियोगोदुर्भगत्वंसुरूपे
धनवतिकृपणत्वंरंक्तदोषीकृतांतः ॥२५॥

रात्रिःकल्पशतायतेऽपिदिवसो
मन्वंतराब्दायते ।
सीतांशुःदहनायतेमलयजो
लेपस्फूलिंगायते ॥
आहारेगरलायतेप्रातिदीनं
कामोपि वैरायते ।
प्रेयस्याथवियोगकालसमये
किंकिंनदुःखायते ॥३६॥

ततोमाधवःक्षुधातृषापीडितःसन्वनात्वनं ग्रामात्ग्रामंआतिक्रमाति । तावदग्रेजलपूर्णसरोवरंदृष्टं । वेगेनतत्रागत्यस्वच्छंजलंपीला । आमृतळेउपविष्टः। सततक्षणात्खेदराहितोबभूव॥ कामकुंडलायाः मुखंस्मृतं ॥ उक्तंच

ईषित्मीलितलोललोचनयुगंव्यावर्त्तितंभ्रूतळं
संदृष्टाधरपल्लवंप्रणयिनंमामेवमंदाक्षरं ॥
तन्वंग्याःसुरतावसानसमयेदृष्टंमयातन्मुखं ।
खेदादिकृतपांडुगल्लपुलकंतत्केनविस्मार्यते ३७

ततोमाधवेनहंसद्वयंद्रष्टं । तेनतत्क्षणात्कामेनपीडितः । विकलेंद्रियोजातःततोमाधवःहंसप्रतिप्राह ॥

हंसप्रयच्छमेकांतांगातिस्तस्यात्वयाहृता ॥
संभाविंतैकदेशेनदेयंदिक्षाभियुज्यते ॥३८॥

ततोमाधवःसरसिमुखंप्रक्षाल्य । धैर्यमालंब्य । ततःस्थानात्पुनरपिचलीतः ॥ यावन्मार्गेगच्छतिताबदग्रेकोऽपिपांथःराज्ञःविक्रमार्कात्राजानंकामसेनं प्रतिप्रेशितांसमश्यांनीत्वासन्मुखोमीलितः ॥ माधवेनोक्तं ॥ भोपान्थ । कथयाकिद्रशीसमश्या ॥ ततस्तेन पांथेनोक्तं ॥ ॥ "वाहनोपरितरंतिसमुद्राः" ॥ ततोनंतरंपुनरपिमाधवःप्राह ॥

तांतथाकरतलेघटस्तनौ
पानपात्रंसहसासमवेक्ष्यतत् ॥
त्रपंकितमिदंबुधवर्गे
वाहनोपरितरंतिसमुद्राः ॥३९॥

इतिसमश्यांपूरयित्वा । क्रमेणउज्जायिन्यांप्राप्तः ॥ तत्रविक्रमादित्योनामराजा । माधवःतस्यराज्ञःगुणान् श्रुत्वानिसंराज्यंशास्ति । तत्रनगरनिवासिनःसर्वेएवंविधाःसंति ॥

सर्वेदानरताशूद्राःद्विजावेदपरायणाः ॥
कालेऽपिभोगिनःसर्वेनित्यंसानंदितानराः ४०
नोपसर्पभयंतत्र *परचक्र भयंनहि ॥
वर्षाणामयुतादर्वाक् नास्तिमृत्युभयंक्व ४१ ॥

एवंविधामुज्जयिनींमाधवोऽपश्यत् ॥ माधवोन-
गरीमध्येगतःक्षुधार्त्तोजातः ॥ तेनमाधवेनविप्रस्यगृहे
भोजनंप्रार्थितं ॥ उक्तंहि

आदौरूपविनाशिनीकृशकरी
कामाग्निविध्वंसिनी ।
ज्ञानंमंदकरीतपःक्षयकरी
धर्मस्यानिर्मूलिनी ॥
पुत्रभ्रातृकलत्रभेदनकरी
लज्जाकुलच्छेदिनी ॥

---

*अतिवृष्टिरनावृष्टिशलभाश्वशुकादयः ॥ स्वच
क्रंपरचक्रंचपडेतेइतयःस्मृताः

१ परराजानु सैन्य.

सामांपीडतिसर्वदोषजननी
प्राणापहारीक्षुधा ४२॥

ततोब्राह्मणेनतस्मैमाधवायभक्तिपुरःसरंबहुगुणयुक्तमन्नंदत्तं । उक्तंच

चौरोवायदिचांडालोशत्रुर्वामातृघातकः ॥
आगतोवैश्वदेवांतेसोऽतिथिःस्वर्गदायकः।४३
अतिथिश्चापवादीचद्वावेतौममबांधवौ ॥
अपवादिहरेत्पापंअतिथिःस्वर्गदायकः ॥४४॥

ततोनंतरंमाधवनभोजनंविधाय । पश्चात्कामकुंदलायाः प्रतिलेषः प्रेषितः । अहंक्षेमेण उज्जयिनींप्राप्तः । त्वयास्ववार्त्तापत्रंआत्मरूपंममोपरिकृपांकृत्वा शीघ्रंप्रेषणीयं ॥ तेनममचेतसिअतिसौख्यंभविष्यति॥ अथचमाधवेनअयंलेपः लिखितः ॥ यत्

मज्जाणासिविसरयंतव
मुखकमलंविदेशगमनेन ॥
शुन्यंभ्रमतिकरकंयच्छत्वं
तच्छजाबयंवहसे ॥४५॥ अपरंच

नित्यंब्रह्मयथास्मरंति
मुनयोहंसायथामानसं
सानंदावनझल्लरीवन
युतोध्यायंतिरेवांगजाः ॥
युष्मद्दर्शनलालसाप्रतिदिनं
युष्मान्स्मरामोवयं ।
धन्योऽकोपिसवासवास्ति
भवतांयत्रावयोर्संगमः ॥४६॥

गिरौकलापिगगनेच्चमेघाः
लक्षांतरेभानुर्जलेषुपद्मं ॥
द्विलक्षसोमःकुसुमोत्पलानां
योयस्यमित्रःनहितस्यदूरः ॥४७॥

दुःखिताश्चयथाहंसाध्यायंतिमानसंसरं ॥
तथैवाहंचवांछामितावकीयंसमागमं ॥४८॥
यथागौस्मरतेवत्संचक्रवाकीदिवाकरं ॥
चातकोवांञ्छतेतोयंतथाहंतवदर्शनं ॥४९॥

इतिलिखित्वाकामकुंडलायाः लेपः प्रेषीतः ॥
ततोनंतरेणकामकुंडलयाऽपिपत्रंप्रेषितंतमाह ।

अहमिहास्थितवत्यपितावकी
त्वमपितत्रवसन्नपिमामकः ॥
लिखितपत्रमनंगरसाकुला
विरहिणीप्रहिणोतिपतिंप्रति ॥५०॥

इतिप्रेषितः कामकुंडलालेषः पठित्वा । माधवः दीर्घनिश्वासंमुमोच ॥ अन्यदावसरेनगरमध्येभ्रमन् सन्महंकालेश्वरेप्रासादंददर्श ॥ ततोप्रासादमध्येगत्वा शिवस्तुतिमारेभिरे ॥ उक्तंच ॥

नमोभवायरुद्रायशिवायचनमोनमः
ईशानायवृषांकायभीमायचनमोनमः ५१॥
नमोभवायशर्वायनीलग्रीवायतेनमः ॥
नमःस्थूलायसूक्ष्मायबहुरूपायतेनमः॥५२॥

इतिस्तोत्रंपठित्वाशिवंनमस्कृत्य । तत्रवरात्रौप्रासादमध्येसुष्वाप । निद्रांलभते ॥ उत्थाय श्लोको पठितः ॥ तदाह ॥

*संगमेदहतिमानसमेको
विप्रयोगसमयेऽपितनोऽन्यः ।
तावकारणउभावपिमन्ये
दुर्जनः स्वजनयोर्नविशेषः ॥५३॥

ततोमध्यरात्रौगतेमातिस्वपाट्टिकांएकतःमुक्तापुनः प्रासादभित्तौगाथाः लिखिताः ॥

विरलाजानंतिगुणान्विरमांतिनिर्धनान्नेहा ।
विरलारणेपुधीरापरदुःखदुःखितावि‍रला ॥५४॥

इतिगाथांलिखित्वापुनः शुष्वाप ॥ प्रातःकृत्याय गतः । ततःप्रभातसमयेराजाशिवंनमस्कर्त्तुमागतः ॥ राजागाथांवचयामास ॥ विस्मितोराजा । राज्ञाइदं मनसिचिंतितं ममनगरमध्येकोऽपिविरहेणपीडितोदुः खीवर्त्तते ॥ तर्हिममेदंराज्यंवृथा । यन्मयाकोऽपिपु रुषोज्ञातव्यः ॥ पश्चाद्दुःखंनिगृहीश्यामि । इतिचिंत यित्वाराजानिजावासेगतः ॥ उक्तंच ॥

गर्ज्जतिशरदिनवर्षतिवर्षा
वर्षतिवर्षासुनिःस्वनोमेघः ॥

---

*सज्जनदोउप्रकारके दोउदुःखकुदेतइसादि

नीचोवदतिनकुरुतेन
नवदतिसाधुःकरोत्येव ॥५५॥

इतिराजाविमृश्यनगरमध्येचाराःप्रेषिताः ॥ यत

गावोपश्यंतिगंधेनवेदैःपश्यंतिवाडवाः ॥
चारैःपश्यंतिराजानोचक्षुभ्र्यामितरेजनाः।५६।

ततोपरदिवसेमाधवानळोपुनरपितत्रैवप्रासादभि त्तौश्लोकंलिलेष ॥ तमाह ॥

किंकरोमिक्वगच्छामिरामोनास्तिधरातळे ॥
कांताविरहजंदुःखंएकोजानातिराघवः ॥५७॥

ततोद्वितीयदिवसेप्रभातसमयेराजाचागत्यश्लोकं पठित्वाकथितं । यदहंतंपुरुषंदृष्ट्वाविनानभोक्ष्यामी- तिप्रतिज्ञांकृत्वा ॥ उक्तंच ॥

राज्यंयातुश्रियोयातुशरीरेयातुवानवा ॥
यामयास्वयमेवोक्तावाचामायातुशाश्वती।५८।

ततोराज्ञानगरमध्येपटहशब्दोवादापितः ॥ यत्को पिपुरुषोकस्याश्चिद्विरहेणपीडितोप्यहंइदंयत्कोऽपिकथ ति ॥ तस्याहंईप्सितंददामि । इतिपटहेवाद्यमानेप्राति

गोगनाम्न्याप्रेमांगनयाआगत्यपटहःस्पृष्टः ॥ तयोक्तं । देवाहंकथयिष्यामि । भोजनंकुरु ॥ गोगनाम्न्याइति कथितेसतिराज्ञाभोजनंकृतं ॥ इतिकथयित्वागोगाविला सिनीनिशीथसमयेतत्रैवप्रासादमध्येगता ॥ तत्रप्र सन्नीभूयास्थिता। अज्ञातवतीस्थिता। ततोऽर्द्धरात्रेगतेस तिमाधवानळोतपस्वानांमध्येसुप्तः सनदीर्घनिःश्वासांमुं चनगोगाविलासिन्याउपलक्षितः ॥ ततोनंतरंगोगावि लासीनीशनैःशनैःगत्वातस्यमाधवस्यपार्श्वेसुप्तासतितस्य माधवस्यदेहोपरिपादमेकंमुक्तवती ॥ ततोनिद्रयाघूर्णि तेनमाधवेनोक्तं । हेकामकुंडलेतवचरणौममगात्रस्योप रिकुरु । एवं चरणंकथंक्रियते । येनाहंसुखीभवामि ।गो गाविलासिनींनायिकातद्वचनंश्रुत्वातस्यसम्यक्‌रूपत्वंज्ञा त्वा तस्यपार्श्वतःस्थिता । ततोनंतरंगोगाविलासिन्या नायिकयाराज्ञोऽग्रेनिवेदितं॥ देवमाधवनामाविप्रोका मकुंडलायाः विरहेणप्रासादमध्येदुःखीस्थितः सन्मया ज्ञातःततोनंतरंराज्ञागोगपार्श्वेपृष्टं ॥ हेगोगविलासे ॥ त्वयाकेनपरीक्षाकृता । राजंश्रणुचरित्रेण उक्तंच ॥

आकारैरिंगितैर्गत्याचेष्टयाभाषणेनच ॥
नेत्रवक्त्रविकारैश्चज्ञायतेंतर्गतंमनः ॥५९॥

अपिच

उदीरीतोर्थःपशुनाऽपिगृह्यते

हयाश्वनागाश्ववहंतिनोदिताः ॥

अनूक्तमप्यूहतिपंडितोजनोपरें

गितज्ञानफलाहिबुद्धयः ॥६०॥

राजासत्संज्ञालागोगनाम्नैईप्सितमर्थंदत्तवान् ॥

ततः प्रभातसमयेराजादेशात्पुरुषैरागत्यमाधवंकरेधृ

त्वाराज्ञोग्रेनीतः॥माधवेनराज्ञेआशिर्वादोदत्तः॥तदाह

श्रीमद्राजधनावनीशभवतां

कल्पस्त्वअंकस्त्वयं

कल्पः सप्तगुणोद्वियुक्

नखगुणोभक्तस्त्ववेदेंदुना ॥

तच्छेषंनवसंगुणंभव

तियत्तावच्चिरायुर्भव ॥

त्वंपुत्रमभिरान्वितश्चय

शसान्वितळेभूषयन् ॥६१॥ तथाच

अश्विनोभवतुभूपमंदिरे
मंदिरेवसतुतेपुनर्वसु
रेवतीपतिकनिष्टसेवया
कृत्तिकातनयविक्रमोभव ॥६२॥

एतदाशिर्वचनंमाधवेनदत्तंतदाराज्ञायथोचितगमनंदत्तं ॥ तत्रोपविष्टःमाधवः। राज्ञाविक्रमादसेनोक्तंहेमूढ त्वमीदृशोनेऽन्ययामहइदृशोऽस्नेहः कथमानयसित्वंवेश्याचरित्रंनजानासिउक्तंच

तपोविद्यायशोवृत्तंकुलिनत्वमदोदया ।
भिद्यतेवेश्ययासद्यःकुठारेणेवपादपाः॥६३

इतिराज्ञोक्तेमाधवः प्राह । हेराजन्श्रणु ॥

वाजिवारणलोहानांकाष्टपाषाणवाससां
नारीपुरुषतोयानामंतरंमहदंतरं ॥६४॥
वेश्यानांदर्शनंपुण्यंस्पर्शनंपापनाशनं ॥
आलिंगंसर्वतीर्थानां, चुंबनंमोक्षदायकं ॥
(क्षेपक)

राजापुनरपिमाधवंप्रतिप्राहशृणु ।

रिक्ताहरंतिसर्वस्वंप्राणानपिवरांगनाः ॥
अहोरागेविरागेचकष्टात्कष्टंखलुस्त्रियः ॥६५॥
जल्पंतिसार्धमन्येनपश्यत्यन्यंसविभ्रमाः ॥
हृदयेचिंतयत्यन्यंप्रियःकोनामयोषितां ॥६६॥
अनृतंसाहसंमायामूर्खत्वमतिलोभता ॥
अशौचत्वंनिर्दयत्वंस्त्रीणांदोषाःस्वभावजाः ॥

राज्ञाइत्युक्तेमतिमाधवःपुनःराजानंप्राह॥उक्तंच

स्त्रीसंभोगात्परंलोकेनसौख्यंनरसायनं ॥
कारणानांकृतार्थत्वंयुगपद्येनजायते ॥६८॥
घृतंसारंसरसानांचघृतात्सारंहुतंचयत् ॥
हुतस्यसारःस्वर्गोऽहिस्वर्गात्सारंहियोषिता॥

तथाचकालिदासः

नोस्वर्गेकलशोमृतस्यघटतेनैवामृतंसागरे
मन्येकुंभयुगंशशांककवदनावक्षस्थलेराजते ॥

---

*तदुक्तंश्रीभर्तृहरिणाशृंगारशतकं । द्रष्टव्यंषुकि

यद्येवंनहितत्कथंकथयभोयत्स्पर्शमात्रादपि
श्रीरुद्रेक्षणमारीतोऽपिमदनः सद्यः समाजी
वाति ॥७०॥

सर्वेषामेवरत्नानांस्त्रियोरत्नमनुत्तमं ॥
तदर्थेधनमिच्छंतिविनाताभिःकुतोसुखं॥७१

माधवेइत्युक्तेसतिविस्मितचित्तोराजाप्राह ॥ रे माधव । कामकुंडलासदृशीममनगरमध्येवेश्याश्चबहवः संति ॥ भवतः यद्रोचतेसांगीकुरु । अन्यद्यद्द्रव्यादिकंप्रार्थयतिभवानतद्दास्यामि ॥ माधवः पुनः राजानंप्रत्याह ॥

येनामोदिनीकेतकीपटुदलेपीतंमधुस्वेच्छया
नीतायेननिशाशशांकधवलापद्मोदरेशारदी ।
भ्रांतंयेनमदप्रवाहपुलिनेगल्लस्थलेदंतिनां ।
सोयंभ्रंगयुगांकिरीरविटपेगृण्हातितुष्टिंकुतः७२

---

मुक्तमंमृगदृशांप्रेमप्रसन्नंमुखंघ्रातव्येष्वपिकिंतदास्यपवनः श्राव्येषुकिंतद्वचः ॥ किंस्वाद्येपुतदोष्ठपल्लवरसः स्पर्शेषुकिंतत्तनुः । ध्येयंकिंनवयौवनंसुहृदयैःसर्वत्रतद्विभ्रमः ॥ ७ ॥

ततोराज्ञाचिंतितं । अस्यमाधवस्यअन्यास्त्रियोन रोचते ॥ मयायेनकेनाप्युपायेनमाधवायकामकुंडला दातव्या ॥ मयासर्वैसैन्यैः सहमाधवेनसहकामावतीं गंतव्यमेवास्ति ॥ ततोराजापुरस्तातबहिर्निर्गतः ॥ ततोभव्याःकुशलाशकुनाःबभूवुः ॥ तदाराजाविक्रमादित्योमाधवानळेनसहविजयादित्यइवचतुरंगसेनयासहकामावतींप्राप्तः॥कामावतींगत्वासैन्यंमुक्त्वापश्चादेकाकीभूत्वाकामकुंडलायाः परीक्षणायरात्रौतद्गृहेगतः ॥ तदाकामकुंडलयाऽपिराजाल्लक्षणांकितंपुरुषंदृष्ट्वामनसिचिंतितं ॥ अयंकोऽपिपुरुषोसामान्योनास्ति। इति चिंतयतीहृदयेमाधवंध्यायतीराजानंप्राह। विविधप्रकारेणविनोदंकुर्वतीस्थीता ॥ ततोराजाकामकुंडलायाः हृदयेपादमेकंमुक्तवान् ॥ कामकुंडलयापादोतत्क्षणादवगणीतः ॥ कुपितोराजाप्राह ॥ हेकामकुंडले त्वया ममचरणोकस्मादवगणीतः ॥ मांत्वंनजानासि। कोहं पुरुषः । तयोक्तं । देवाहंसर्वंजानामि ॥ त्वंराजासि । परंकिं । शृणु। ममहृदयमध्येमाधवानळोनामाविप्रोऽस्ति । तेनकारणेनमयातवचरणोऽवगणितः॥उक्तंच।

* विप्रागोफलपुष्पदुग्धमणयोवेश्यादधीभोहयं ॥इत्यादि॥

"गुरुदेव द्विजातीनांपादेनैवचनस्पृशेत् ॥"

ततोराज्ञाकथितं । कोपिमाधवः उज्जयिन्यांक स्याश्चिद्विरहेणमृतः तदाकामकुंडलाराज्ञोमुखात्माध वस्यमरणंश्रुत्वा । अतीविरहेणपीडितासतीसत्समामु र्च्छावशंप्राप्ता तदाराजाअतीवविस्मितः तत्कालसैन्य मध्येआगतः माधवानलाग्रेकामकुंडलायाः सर्वमरण वृत्तांतपूर्वंकामकुंडलायैयदुक्तंतमूदततत्सर्ववृत्तांतमाधवाय कथयामास ॥ माधवःश्रुत्वामहमेवदुःखेनप्लावीतः॥ ततोराजातत्सर्वंविलोक्यविलापवचनंप्राह ॥ अहोम यामंदमतिना असद्यवाक्यमुक्तं॥ तेनममब्राह्मणनथास्त्री (कामकुंडलानि) हसाहृत्याजाता ॥ उक्तंच ॥

सहसाविदधीतनक्रीया
मविवेकःपरमापदांपदं ॥
वृणुतेहिविमृश्यकारिणं
गुणलुब्धाः स्वयमेवसंपदः ॥७२॥

ततोराजाक्षुरिकामाकृष्यस्वहस्तेनस्वकीयांशिरःछे दितुमारब्धं । तनोवेतालेनागत्यराजाकरेधृतः ॥ वेता लेनोक्तं। भोविक्रमार्क। केनकारणेदंकर्मकर्तुंप्रवर्त्ततोऽ

सितवसाहमेनाहंतुष्टस्तव ॥ तवेप्सितंवरंवृणु । ततोरा
ज्ञाकथितं । अमूस्त्रीपुरुषौसजीवौकुरुनः ततोवेतालोपा
तालगत्वा। तत्क्षणादमृतमानीतंतस्याश्चमुखेक्षिप्तंतदाता
वेवोत्थितौ । राजामहर्षःप्राह । उक्तंच

विजेतव्यालंकाचरणतरणीयोजलनिधिः
विपक्षःपौलस्त्योरणभुविसहायाश्चकपयः ॥
तथाप्येकोरामःसकलमवधीद्राक्षसकुलं
क्रीयासिद्धिःसत्वेवसतिमहतांनोपकरणे।७३।

ततोनंतरं । विक्रमादित्योराजास्वसैन्यपरिवृतः
कामसेनंप्रतिसन्नद्धोबभूव । तदाकामसेनंप्रतिदूतःप्रे
षीतः इदृशंवाक्यंविक्रमार्केनदूतमुखद्वाराप्रेशीतं ।
भोकामसेनत्वयाममाज्ञयाअतीशीघ्रंकामकुंडला दूतेन
सहप्रेषितव्याकदाचित्त्वं नप्रेषिस्यतदातवात्मनः
विरूपंमत्सेभविश्यतिपश्चात्तद्रोचतेसांगीकुरु ॥ ततोनंत
रंदूतःकामसेनंगत्वाविक्रमार्केस्यवचनंतत्रैवनिवेदितं ॥
तदाकामसेनेनचिंतितंअत्रावसरेमयाकिंकर्त्तव्यं । वि
क्रमार्कःइदंवाक्यंदूतेनकथयतिसांनदाकिंमाधवः विक्र
मस्यसमीपेवर्त्तते । नर्हिमयाकामकुंडलानदेया । ततो

कामसेनेनदूतःपृष्टः । रेदूततत्रसेनायांमाधवानलोवि
प्रोऽस्तिवान. दूतेनकथितं। भोकामसेनत्वंनजानासि।
विक्रमादित्यः राजादुःखितंमाधवंज्ञात्वातस्यनिर्दुःखक
रणायागतः ततोकामसेनःब्रूते । भोदूतस्त्वंविक्रमार्क
स्यसमीपंगत्वाएवंकथयभोराजनकामसेनोइदंकथयति
तवाहंईप्सितंकरोमिपरंतुत्वयामाधवोममाज्ञामध्येकथ
मानीतःममादेशस्थः माधवोपूर्वमयानिः कामितश्च ।
सपुनःत्वयाममराज्येआनीतः तस्मादहंकामकुंडलां
नदास्यामि । परंइप्सितंदास्यामि । तद्वचनमाकर्ण्यदू
तः माचलितःसैन्यमध्येआगतोदूतःविक्रमार्कंगत्वापूर्वो
क्तसर्वकामसेनेनकथितंवृत्तांतंतत्कथयत् तद्दूतवचनमा
कर्ण्यसकोपोजातःविक्रमादित्यो । पश्चात्भोदूतपुनस्त
त्रगच्छतत्रगच्छतात्वयाइदंवचनंकथनीयं । यदित्वंका
मकुंडलांमम(माधवाय)नदास्यासितदातवसैन्यम हंअ
द्यसत्वरंघातयिष्यामि ॥ दूतेनत्रगत्वाविक्रमार्कस्यव
चनंकामसेनस्याग्रे कथितं ॥कामसेनेनविमृश्यइदं
पश्चात्कथितं । तर्हि "युद्धं" करु । युद्धंविनाहतवकाम
कुंडलांनदास्यामि । यावदहंकुशलीअक्षतस्तावत्त्वंका
मकुंडलांनहिप्राप्स्यासितदादूतोस्वसैन्यमागतः विक्रमा
र्कंसर्वंकथयत् ॥ विक्रमार्कोतद्वचः श्रुत्वाचमत्कृतःर

जाकथयाति ॥ भोसुभटाः सन्नद्धासंतःयुद्धंकर्त्तुंमयास
हकाममेनराजानंप्रतिआगम्यतां ॥ तैरुक्तं ॥ देवादे
शप्रमाणं ॥ ततोराज्ञःवचनात्सज्जिभूतासर्वेसअनुच
राः ततोयुद्धायप्रचलितोराजाविक्रमार्कः । सर्वेसज्जि
भूताअनुचरास्ततोकामावतींगत्वासमीपेस्थिताः ॥ त
तोदूतःप्रेशीतोविक्रमादित्येन ॥ दूतेनागत्यतदनंतरंका
मसेनस्याग्रेकाथितंभोकामसेनराजनयुद्धायआगम्यतां।
ततोगर्वंगतोकामसेनोइदंवाक्यंकथयति ॥ भोदूतश्रुय
तांममवचनं ॥ उक्तंच ॥

यद्यपिरटतिसरोषःमृगपतिपुरतोमत्तगोमायुः।
तदपिनकुप्यतिसिंहोप्यसदृशपुरुषेषुकःकोपः।

तद्ववचनंदूतेनागत्यविक्रमार्कायकथितं। भोराजन्
भवदुक्तानिवचनानिमयाकामसेनस्याग्रेनिवेदितानि॥
परंतुअतिगर्वेणवेष्टितःमननेनभवत्प्रतिदुष्टोश्लोकोपठि
तः विक्रमार्केणकाथितंकश्लोको। तदादूतः "यद्यपि
रटतिसरोषः" इत्यादिश्लोकःदूतेपठितेसतितंश्लोकं
श्रुत्वाअतीवकुपितोविक्रमादित्योप्युवाच॥अहंकामसेन
स्यरुधिरंअधुनापिबामीतिउवाच॥रक्तनेत्रेचर्चिताधरो

ष्ठोराजाचतुरंगीणीसेनामादायमाधवंस्वरथेस्थाप्य। भेरीदुंदुभीढकाढोलादिवादित्रमहतानिनदेनमहकाम सेनस्यनगरींप्रतिप्रचालितः ॥ ततोकामसेनोस्वसैन्य मादायरक्तनेत्रोदष्टाधरोष्ठः युद्धायस्वपुराद्वहिः निर्गतः ॥ विक्रमार्कस्यतथाचकामसेनयोरपिउभयो आर्जाभिलापोजातःतदायुद्धंबभूवतत्कथयति

पत्तिपदातिरथिर्नरथेशः
तुरंगसादितुरगादिरूढः ॥
यंतागजान्याभ्यपतत्गजस्थं
तुल्यप्रतिद्वंद्वीबभूवयुद्धं ॥७५॥

तदाविक्रमार्कस्यसैनिकैः केचित्कामसेनस्य सैव कापलायिताः ॥ केचित्कबंधरहिताकृताः ॥ केचि च्छिन्नचरणाःकृताः ॥ केचनछिन्नहस्ताःकृताः । ह स्त्यश्वरथसुभटामृतादीनांरुधिरगणांश्चेस्तदानिनद्यः प्रचलिताःतत्ररुधिरौघप्रवाहिनीःबहवः नद्यःवहंतिस्म.

नद्यश्चवाहिताःस्तत्रगजाश्वाश्चपदातयः ॥
गजाश्वान्नरशीर्षाणिसंयुगेकच्छपाइव ॥७६॥

तस्यांनद्यांमदगादिन्यायुधानिमच्छादिवबभूवुः ।

हताश्वाद्विपानांछिन्नशीर्षाणीमकराइवासन् ॥ तत्रनर केशाःशैवालाइवतत्रैवंभयानक्यःनद्यःप्रवृत्ताः ॥इत्येव मादिमहायुद्धेजातेसति। विक्रमार्ककामसेनयोरणभूमौ मिलापःजातः ॥

कामसेनोमहावीरोविक्रमार्कमुवाचह ॥
भोभोविक्रमवीरत्वंममसैन्यविनाशक ॥७७॥
तिष्ठत्वंक्षणमात्रंतुयावद्बाणैर्नभिद्यते ॥
इत्युक्त्वाकठिनंवाक्यंसिंहनादमथाकरोत् ७८
विक्रमार्कोऽपिवीरोऽसौवीरेणहृदयेद्रढं॥
कामसेनंमहाबाहुंनन्यकंपेमहाबलः ॥७९॥
कामसेनोऽपिबाणैस्तुविक्रमार्कमताडयत्॥
एवंपरस्परंयुद्धंबाणजालैर्बभूवह ॥८०॥
एतस्मिन्समयेतत्रविक्रमार्कोमहाबलः ॥
कामसेनंनाभिदेशेनाराचंनिर्जघानसः॥८१॥
सभिन्ननाभिःसहसानिपपातधरातले ॥
मूर्च्छितंतंसमालोक्यरथादुत्तीर्यसत्वरं ॥८२॥

स्वरथेस्थापयामासविक्रमार्कोमहाबलः ॥
कामसेनंजलैर्सिक्त्वावायुनाप्रत्यबोधयत् ८३।
स्वपुण्यमर्पयामासनृपतेर्जीवितायवै ॥
प्राप्तप्राणोऽपिराजासौकामसेनोविनीतवत् ८४
ननामचरणौतस्यविक्रमार्कस्यसत्वरं ॥
चरणेपतितंद्रष्टुाकामसेनंचभृत्यवत् ।८५॥
उत्थितंतंसमालोक्यविक्रमार्कोननंदह ॥
मदीयबलसामर्थ्येनहिवेत्तिहितत्वतः ॥८६॥

ततोकामसेनोविक्रमार्कमत्युवाच ॥

मयापराधंयन्नाथदुष्टेनाक्रियतेयदि ॥
क्षमध्वंविक्रमादित्यपरदुःखापहःसदा॥८७॥
इदंमदीयराज्यंतुत्वदीयंहिसदाविभो ॥
गजाश्वाश्वधनंधान्यंसर्वंदासस्यगृह्यतां॥८८॥
त्राहिमांकृपयानाथकिंकरोहंतवाधुना ॥
इत्युक्त्वावचनंतस्मैविक्रमार्कोब्रुवीद्वचः।८९।
त्वयाविनीतवाक्येनदुष्टवाक्यंनिराकृतं ॥

समर्पणेनराज्यस्यसंतुष्टंममनसं ॥१०॥
मदीयवचनंभ्रातर्यदिकर्त्तुमिहेच्छसि ॥
माधवायचविप्रायदेयावैकामकुंडला॥११॥
माधवेचप्रतुष्टेहिवयंतुष्टामहामते ॥
विक्रमार्कवचःश्रुत्वाकामसेनोमहामनाः१२

माधवायददौतांहिहेमरत्नविभूषितां ॥ ततोनंतरं यदाकामकुंडलाकामसेनेनदत्तातदामाधवस्तुअसंतंप्रहर्षितश्च ॥ तांकामकुंडलांव्यतानेनीला । तत्रतामालिंग्यनिमिलितलोचनःसन्मूर्छितः ॥ ततोविक्रमार्कोत्रमालोक्यअसंतः कौतुकाविष्टोजातः राजाउवाच ॥ भोसभासदाः । अस्यानयासाकंस्नेहाधिक्यंपश्यंतु ॥ ततोमाधवेनतांहृदयेधृत्वा । एकांतंगत्वाचतुराशीत्यासनैः नानाप्रकारचुंबनैःदृढालिंगनैः साभुक्ताप्रहृष्टोबभूव । ततोविक्रमार्कोमाधवंगृहीत्वाउज्जयिन्यांगतः ॥ तदनंतरंतेनराज्ञाविक्रमेनार्द्धंराज्यंतस्मैमाधवायदत्तं । तदापरमतुष्टेनमाधवेनाशिर्वादोराज्ञेदत्तःतदाह ॥

पायात्कुमारजनकाख्यउमाविलासः

शंखंप्रभाचनिधनेशगवीशयानं
गंगांचपन्नगधरोऽपिपिजाकसक्तः
आद्यक्षरेणरहीतःसहीतःसदावः ॥१३॥

यावद्भातिसरस्वतीविधिमुखेयावन्सुधासिंधुजाविक्षोर्वक्षसियावदंधकारिपोरर्द्धांगभागेशिवा ॥ श्रीलक्ष्मिनरसिंहपादकमलद्वंद्वंसदाचिंतयत्सार्द्धमंत्रि-नैरकंटकमिदंसाम्राज्यमासादय ॥ १४ ॥

इतिश्री माधवानळे मकाव्ये कवीश्वरकालिदासकृतौ

एतत्कथानकं संपूर्णमस्ति ॥

# માધવાનળ ભાષાંતર.

## એક ખરી વારતા.

### પ્રેમ અને પરીણામ ઉપજતું કારણ.

સકળ સૃષ્ટીના શણગારરૂપ અને પૃથ્વી પડના આભુષણ રૂપ પુષ્પાવતી નામે નગરીછે. શત્રુ સંકટ માટે જેને સમુદ્ર સરખી ખાઇ આવી રહેલી છે; હેમકુટ સરીખા વિશાળ પર્વત ગગનતળ ભેદી ગીરીરાજ મહા શ્રેષ્ટતાથી સત્રુ સંકટને રૂંધી અર્થે અને શેહેરના સંરક્ષણીય કારણ નિડર દૃઢ આલીંગન વાળી ચારે બાજુએથી પડેલો છે. મંદ મંદ પવનોથી જેનાં ઉપવનો લ્હેરકાઓ મારી થરથરી રહ્યાં છે. તથા નાના પ્રકારના બાગ બગીચાઓ પુષ્પલત્તાઓથી લચી રહી સુગંધમય પવન સર્વ સ્થળે વ્યાપતો જાણે કૈલાસમાં શંકરને સુગંધી અર્પવા કેમ જતો હોય નહી શું? બ્હેકી રહેલી પુષ્પવાટીકાઓની અંદર ભ્રમરો મદમસ્ત બની આમતેમ ગાજી રહી અધીક ઉત્સાહ ધરાવે છે. સ્થળ સ્થળપર ચંપા ચંબેલી ગુલાબ ડોલર કેતકી અને મોગરાના મન હરણ પુષ્પવૃક્ષો—છોડો કે તરૂઓ પુષ્પ ગુચ્છાઓથી લચી રહ્યા છે. નવોઢાઓ અને નાબાલેક અપસરાઓના કર કમળથી તુટેલાં ગુલાબો અધિક શોભા પામ્યાનો હર્ષ માની

પ્રફુલ્લિત થએલાં દીસે છે. યૌવન સૈન્યગણો પરાક્રમી રાજપુત્રો અને ઉગતા યુવાનીઆઓએ પુષ્પોના ગુચ્છા તથા હાર બનાવી પોતાની અર્ધાગનાના અને પોતાના શરીરને સ્વહસ્તે શણગારી આનંદમાં ફરે છે. ઘેર ઘેર આનંદોત્સવ અને લીલાલ્હેર હોવાથી મંગળ નાદ થઇ રહેલો છે. યુવાન સ્રીઓ પોતાના પતીઓના મન હરણ કરવા નાના નાના પ્રકારના શોળ શ્રંગાર સજી મધુર વાણીથી આનંદિત બનાવે છે; અને બાર કલાકની લાંબી રાત્રી ક્ષણવારમાં વીતરાવી કામી પુરૂષના રીપુ સૂર્યોદયને દેખી આનંદ ભંગ થાય છે એજ ફક્ત દીલગીરી છે. પોતાના પતીનો પ્યાર મેળવવા સારૂ જે એક દિવસ પણ શ્રંગાર ઉતારતી નથી. એવી દેવાંગનાઓથી પુષ્પાવતી આજે ભરપુર છે. વસંત રૂતુના બ્હારથી અને સુહાગણીઓ પોતાના પતીની સાથે અનહદ લ્હાવો લઈ પોતાના પ્રેમ ભોગી પતીઓને પ્રેમરસ પાઇ આનંદ નિર્ગમન કરવામાં પોતાનો કાળ કાઢે છે. તેવામાં ભોગજોગે તેમના પ્રાણ પતીઓને ચુકાવનાર, વ્હાલા પતીઓના પ્રેમરસ પીતા અટકાવનાર અને તેમના પ્રેમમાં ભંગ પાડનાર મદનદેવ રૂપ બીજોજ કામદેવ પ્રગટ્યો. તેઓના ભાન ભૂલાવી શુદ્ધિ વિનાની બનાવી સ્રીઓના મીણરૂપ હૃદયમાં પોતાની પ્રેમરૂપ આકર્ષણિક લીલાથી પોતાની મૂર્તીની મનહર છબી છાપી; તેઓનાં હૃદયો ફેરવ્યાં, તેમના પતી પ્રત્યેના પ્યાર અટકાવ્યા; તેમના પતિવ્રત

નિયમ ભૂલાવ્યા અને સઘળી રીતે તેમને ધ્યાન ભંગ કરી તેમના પ્રેમ શૌર્યને પોતાનીપર મોહાવી પોતામાં લુબ્ધ કરાવ્યું. એ મન હરણ કરનાર પુરૂષ કોણ? તે પુરૂષ માધવ હતો કે જે મહારાજ ગોવિંદ ચંદ્રનો રાજ ગૃહનો અનુચર હતો.

મદન સ્વરૂપી માધવ એક દિવસ સાયંકાળની શરૂઆતમાં શેહેર બહાર વેણું—વાજીંત્ર હાથમાં લઈ ફરવા નીકળ્યો. જળાશયવાળા નિર્જન સ્થાનમાં વાસ કરી ગમત કરવાનો નિશ્ચય કરી તેની સોધમાં પડ્યો. પર્વતના ગગનતળ અડેલ શીખરો ઉતર્યો અને ઉંચી દ્રષ્ટીએ નીહાળી વૃક્ષોની આછી ઝાડી તરફ તે ચાલવા લાગ્યો. વૃક્ષની ડાળો છત્રની પેઠે કહીં કહીં આવી રહેલી તે નિહાળ તો અને આછી ઝાડીમાં પ્રવેશ કરતો ચાલ્યો. ભાગી શીલાતળો, ચૂર્ણ પથ્થરો, અને કંકરોથી ભરપુર ખડબચડો નાના વૃક્ષ તથા ફ્રોકડ ખડ આદીથી છવાએલો રસ્તો તેણે પકડયો. પશુઓના ચરણ સ્પર્શથી, મદમસ્ત હસ્તીઓના ચરણ પ્રહારથી અને મનુષ્ય ચરણના પ્રહારે કરી ઘર્શિત થએલો માર્ગ પકડતો પૂર્વ તરફ વળ્યો. જેમ જેમ જતો ગયો તેમ તેમ મનુષ્યોનો કોળાહળ બંધ થતો અને પક્ષીઓના મધુર કલ્લોલ સ્વર કાનને મીઠાશ ઉપજાવતો શ્રવણ થવા લાગ્યો. સરોવરના જળ પ્રવાહથી જેના કીનારા ગાજી રહ્યા હતા તથા જે જેવાને માધવ તલ્પી રહ્યો હતો તે તેની નજરે હવે પડ્યા. આ જેતાંજ ચડેલ ઉતરેલ પર્વતની થાકથી તેને વિશ્રાંતિ

મળી. પોતાને ધન્યવાદ બોલી ભાગ્યવંતો સમજવા લાગ્યો. આજેજ મારાં ચક્ષુએ પોતાનું જોવું સાર્થક કર્યું એવું તે માનતો હતો. આજે ખરેખર રમણ્યતાનો અંત આણી આનંદમયની પરીસીમા જોઇ. પ્રીતીજનક પદાર્થોની આજે અહીંથી અવધી મટી તથા શ્રેષ્ટતા શ્રેષ્ટ એવા સ્થળનું જે દર્શન કરી અધિક સ્થળો જોવાની આજે વાંછના ભાગી.

એ સરોવરે પોતાની સ્વચ્છતાથી માધવની આંખને આનંદ આપ્યો. શીતળતાના સ્પર્શથી સુખ આપ્યું. કમળ પુષ્પની સુગંધીથી નાગીકા તૃપ્ત કરી. હંસના મધુર વચનથી શ્રવણેંદ્રી શાંત થઇ. અને જળ સુસ્વાદને લીધે જીભની સાથે માધવને મીહાશ ઉપજ્યો અને આનંદભેર હૈડે અત્યંત હરખાયો. આવી સુખમય રચના નિહાળતો નિહાળતો અને સુવર્ણમય રેતી ચરણ સ્પર્શથી ચગદતો ચગદતો આગળ ચાલતો દક્ષિણ તીરે આવવા લાગ્યો. ત્યાં એક રમણ્ય ઘાટ નજરે પડ્યો. તેમાં ઉતરી હાથ પગ ધોઈ ખુબ ન્હાયો. કર—અગ્ર ભાગથી કુમુદ સ્પર્શ કરી તથા જળતરંગમાં નિમગ્ન થઇ નિર્મળ જળથી શુદ્ધ શરીર કરી બંને કર પ્રસારતો તે સરોવરમાંથી નીકળ્યો અને પુષ્પ ગુચ્છાઓ કર કમળમાં લઈ મધુર ગાયન કરતો આગળ ચાલ્યો. ચાલતો રસ્તે આજુબાજુ સેવાળ સરીખાં લીલાં અને મનોહર લાગતાં રમણ્ય વૃક્ષો આવી રહ્યાં હતાં તેમની પાકેલી કળીઓ ભમતા પક્ષીઓના પંજાથી પડી ગએલી અને જર્જરીત

થએલી હતી. વનપક્ક પુષ્પ કળીઓ ઉપર મદમસ્ત ભ્રમરોના ઝુંડ ઘુમી રહ્યાં હતાં. કેટલાક પક્ષીઓએ પાકેલા ફળ ચાખી ચાખી નાખી દીધાં હતાં. ભારથી લચી ગએલ દાડમીઓપર ફળ ખાવા અનેક પક્ષીઓ બેશી વિશેષ નીચી ડાળો કરતાં હતાં. તથા પક્ષીઓની થતી ઉડાઉડથી હરવખત ડાળીઓ ડગમગી જતી હતી. કોપેલાં પક્ષીઓનાં પાંખ પ્રહારથી પાકેલાં ફળ પડી જતાં હતાં. સેંકડો શુક, મેના, હોલા આદી પક્ષીઓ પાકેલાં ફળ નખાગ્રથી કડકે કડકા કરી નાખતાં અને સ્વાદ હિન કરી ફેંકી દેતાં હતાં. પવન લ્હેરથી ફરકતાં કોમળ કદળીનાં પત્ર પંખાની ગરજ સારતાં હતાં. કોઈ રક્ષક નહીં હોવાથી અનેક પક્ષીઓ આવી પસેલાં હતાં તથા મયુરીઓ, કોયલો અને મેના આદી પ્રીય પક્ષીણીઓ મધુર સ્વરથી વન ગજાવી મુક્તી હતી અનેક કળીઓના કલાપ વડે વૃક્ષો છવાઈ રહેલાં હતાં. એવા વનમાં વિચરતો માધવ પોતાને ભાગ્યશાળી સમજવા લાગ્યો. હર્ષીત હૃદયે ચાલ્યો ચાલ્યો તે ચાલ્યોજ, તેના ચાલવાના અને આ રમણ્ય સ્થળની પરીસીમાં પડેલાનો એ નીહાળી રહેવાને ક્યારે એ આવત. તેટલામાં તો અચાનક એક નિર્જન સ્થાન આવ્યું. વિશાળ ઘાટ ઘડાએલો તેની દ્રષ્ટીએ પડયો. દ્રષ્ટીએ પડતાંવેતજ તેના મનમાં ભિન્નભિન્ન વિચારો થવા લાગ્યા. તળાવના વિચારો તથા વન ઉપવનોના તરંગો હવામાં ઉડી ગયા. નવનવા ઉભરાઓએ હવે તેના હૃદયમાં

પ્રવેશ કર્યો. તેની ચાલવાની ગતી મંદ પડી અ  થોભ્યો ને જરા વિશ્રાંતીની આશાએ હાથનું વાજિત્ર નીચે મુક્યું. બેઠો, નીચો શ્વાસ કર્યો અને મધુર સ્વરથી એક ગાયન ગાવા લાગ્યો.

આ સમયમાં ઘાટની પૂર્વ બાજુમાં રતી સમાન સોળ સોળ વર્ષની સુંદર યુવાન યુવતીઓ જળ સ્પર્શ કરી કર કમળમાં પુષ્પ કમળ ધરી બને કમળને સ્પર્ધા કરાવતી હતી. સ્નાન ક્રિયાયે કરી પવિત્ર જળને આલીંગન આપી કૃતાર્થ કરતી હતી જળપાન કરી તેમને ઉદર આલીંગન આપી હૃદય ભીતર સ્થાપતી હતી. કમળ પુષ્પોની અદેખાઈ આણી સ્વકર કમળવડે પુષ્પો ચુંટી ચુંટી અનેક ચાળાઓ કરતી હતી. કેટલી એક સીનાભારથી નમેલી અને વાંકી ભ્રકુટીમાંથી કામબાણો પ્રસરાવી જેણે રતી વિલાસનું સ્થળ રચાવી દીધું છે, જેના મધુર સ્વરોથી વનની કોયલો લજીત થઈ નાશી ગઈ હતી; મંદચાલથી હંસો શરમાઈ દબી ગયા હતા; મૃગનયનીઓની ચપળતાઇથી મીને પોતાની ચપળતાઇનો ગર્વ નાંખી દીધો હતો; કર કમળ નીહાળી સરોવરનાં પંકજ (કમળ) શરમાઈ શરમાઈ બંધ થતાં હોય તેવાં દીસતાં હતાં; રૂપેરી રંગનું નીર્મળ જળ તેમના શરીર રંગના ગુલાબીપણાથી શરમાઈ સેવાળને શરણે દબી બેઠેલું હતું; અને તેમની સમાન થવા મોજા રૂપ ઉછળી ઉછળી તેને સ્પર્ષ કરવા આલાપ કરતું હતું;

તેમને આલીંગન કરવા મોજાઓ વિશાળતાથી પ્રસારણ કરી આનંદભેર નાચતા રમતા હતા; એ સુંદર સ્વરૂપાઓ પોતાના શરીરનો મેલ ધોઈ સ્વચ્છ બની એક બીજાની ઉપર અથડતી અને યૌવન મદથી ફુલતી ગર્વે ધરી એક બીજીઓની ચેષ્ટાઓ કરતી સરોવર જળ સ્પર્શને ત્યાગી ઘાટપર આવી તન લૂંછી પલ્લવોથી પોતાના કર, મૂખ અને શરીરના અવયવો સાફ કર્યા. આભૂષણો કપડાં એક તરફ મૂકી–પેહેરી અલંકારો સજ્યા. ઘાટપરના ઘડા .લઈ જળ ભરી પોતાના ચળકતા ચોટલા રૂપ શેષને મુકતાની ઇંઢોણીએ દાબી મસ્તકે ચડાવ્યા. અને એક બીજી આંકા જોડી હર્ષનાદથી રમઝમ ચાલવા લાગી. સઘળી સૈયરો સાથે થઇ એક લે:માં ચાલી–અચાનક તેમનો અહંકાર તુટયો, વાતચીતમાં ભંગ પડ્યો, ચાલતી સ્થંભી અને ભ્રમિત બની સઘળી આમતેમ નીહાળવા લાગી. ચાલવાના વેગની શક્તિ અટકી, મોંનો રંગ ફીક્કો પડયો અને જેમ ચાતક પક્ષી જળને મળવાને તલપી રહે તેમ એક ધ્યાનથી તલપી રહી તથા અધીરી બની.–એ તેનું હૈડુ આકર્ષનાર એક વીણાનો નાદ હતો.

અચાનકનો આ નાદ શ્રવણ અતી સુંદર લાગ્યો. સઘળી સ્ત્રીઓ સ્થંભી, તે કઈ બાજુએથી આવે છે તે ધ્યાયન દૃષ્ટીમાં ઉતારવા લાગી. મંદમંદ પવનની સુગંધી લ્હેરની અંદર મધુર નાદ વીણા સાથે મિશ્રણ થએલો નિર્ભંગ સં-

ભળાવા લાગ્યો. જેમ જેમ સુંદર સાદ સંભળાતો ગયો તેમ તેમ સુંદર સુંદરીઓના મનની અંદર તે પ્રત્યે ચુસી સ્નેહ બંધાયો. સાભળવાને તલપી રહેલી સઘળી સુંદરીઓ સ્થંભી અને અરસપરસ આલાપ કરવા લાગી. મધુર સંગીત નાદ ક્યાંથી આવે છે તેની સોધમાં તેમણે પોતાનું કર્તવ્ય કર્મ વિસાર્યું. ઘેલી દીવાની બની ગાનાર ઉપર મોહીત થઈ. આ તે સ્ત્રી હશે કે પુરૂપ ! ગંધર્વ હશે કિન્નર! અપસરા હશે કે નાયકા ! દેવતાઈ મનુષ્ય હશે કે આ તે મૃત્યુલોકનું પામર પ્રાણી ! એવા એવા સંદેહ આવવા લાગ્યા. ભાનવીનાની થઈ તેઓ શ્રવણ થતા પવન તરફ દવની મોહિત બની ઘેલી નીવાજની પેઠે ચાલી. શીરપરના અનુજગભારની કે લાજ શરમની કશી દરકાર રાખી નહીં. મા પુત્રીઓ અને સાસુવહુઓમાંથી વહુએ સાસુની કે સાસુએ વહુની તેમ માએ દીકરીની કે દીકરીની માએ જરાપણ શરમ આણી નહીં. શરમ ક્યાંથી ? મધુર સ્નેહિક રાગ! મનમોહક સુંદર હલક અને ચાતુર્યતાઈ વીણા વગાડવાની જ્યારે જળને સ્થળ રૂપ બનાવી સ્થંભાવી દે ત્યારે સજીવન મૂર્તી શ્યા લેખામાં ? તેમાં પણ અબળા રૂપ કુમળું પાત્ર તેની અંદર પ્રેમરૂપ કઠોર છાપ છાપતાં શાનીવાર ? એકદમ તેઓના હૃદયમાં સ્નેહાંકુર ફુટયો. અને ઈશ્કના આંધળા મંડળમાં પડી પાપ પુણ્યનું કશું ભાન સમજ્યાવિના ચાલી અને હાર્પિત હૃદયે માધવ નજીક આવવા લાગી. આવી જુએ છે કે એકદમ દીવ્યમૂર્તિ હાથમાં

વીણા લઈ સુંદર સુરની અંદર રાગમાં તલ્લિન થયો છે મૃગાદિ પ્રાણીઓ વીણાયંત્રે કરી સુંદર ગાયનથી મોહિત થઈ આસપાસ દૂરદૂર વીંટળાઈ વળ્યાં છે. મદમસ્ત ભ્રમરો પુષ્પ મધરસ ચુસાવા ચુકી જઈ રાગ સાંભળવાની લ્હેમાં પવનપર સ્થીર સ્થંભી રહ્યાં છે. જળ સ્થળનું નિર્મળ ઉદક સાંભળવાની આકાંક્ષાએ જાણે ઠરી ગયું હોય તેમ સ્થીર થયું. ચાલતો પવન અટક્યો, બોલતાં પક્ષીઓ બંધ થયાં હતાં, ત્યારે આવી ચપળાઓ મોહિત થાય તેમાં શી નવાઈ ? આસપાસ તેઓ આશક્ત બની વીંટળાઈ વળી તેના દેહની સુંદર કાન્તી અને ચંદ્રસમાન મુખારવિંદ પ્રભા દેતુ હતું, લાંબી નાસીકા સુંદર દીસતી હતી. કામબાણ ફેંકતા ચકોર નયન હીરણોના ટોળાની સમાન તો બતાવતાં હતાં વિશાળ લલાટ પવિત્રતાનો સુંદર નમુનો હતો મસ્તકપરની શીખા જાણે રૂદ્રશીશમાંથી નીકળેલ ગંગા જેવી દીસતી હતી. તાળવાનો છૂપો ચળકાટ શંકરજીની ત્રીજી આંખ સમાન હતો. કર્ણમાંનાં કુંડળ કનકનાં બનાવેલાં પેહેરેલાં હતાં. સુવર્ણમય સુંદર મુર્તી જાણે સુવર્ણનીજ સ્થાપિત થએલી હતી. તેની દેહા મૂર્તિ જાણે અગ્ની શીખાઓની વચ્ચે સ્થભીત થએલી તથા અસ્ત થતા સુર્યમાંથી ચંદ્રી કહાડેલી હોય તેવી આસપાસના તેજોમય પ્રકાશથી દેખાતી હતી. ગળામાં પડેલું યજ્ઞોપવિત કામદેવ ધનુષ્યની પણછરૂપ મોહ ઉપજાવતું હતું. સુંદર કર કમળમાં વાગતું વીણા જાણે

નારદરૂષીની ભ્રાંતી આપતું હતું. સુંદર સ્વરૂપના ગુલાબી પ્રદેશ રૂપ ઉદર ઉપર આવેલા સોનેરી રોમ તેને વિશેષ શોભા આપતા હતા.

રાગ ધ્વનીથી મોહેલી અને આ અદ્ભૂત મૂર્તીથી અજાએલી અબળાઓએ જ્યારે રતી પ્રિયાપતી રૂપ માધવને જોયો ત્યારે તો તે અધિક મોહીત બની ગઇ રાગ ધ્વનીને અંદર તેઓ લુબ્ધ બની અને એક સાને અને ચક્ષુનું એક મટકું માર્યા વિના સ્નેહના ઘુંટડા તેઓ ઉતારવા લાગી. લાંબી અને જરા મીંચેલી આંખેથી તેમની તરફ દૃષ્ટી નાખવા લાગી અને તેમના શરીરમા ભળીજવાને જાણે તલપી રહી જેમ શેષનાગ મોરલી ઉપર ઘુમી રહે તેમ સઘળી સ્ત્રીઓ માધવના સ્વરૂપ અને રાગ ઉપર ઝુમી રહી. ઉમંગે પ્રફુલિત થએલી જાણે જમણી આંખથી તેમનુ પાન કરતી હોય, યા તેની પાસે કાંઇ માગતી હોય તથા તેમના તનમાં જાણે પ્રવેશ કરતી હોય યા કાંઈ ઇચ્છતા હોય અથવા મદનશરના પ્રહારથી પીડીત થએલી તેમની શરણે ગએલી હોય તેવી દીસવા લાગી.

કુલીન સ્ત્રીઓને આ કર્મ વર્જવા જેવું પાપકર્મ સરખુ છે એમ વિચારતાં છતાં પણ જાણે બાંધેલી હોય અથવા મોહ પાસથી વીંધેલી હોય કે મૂર્છા પામેલી હોય તેવી રીતે પાષાણ મૂર્તીની પેઠે સઘળી આકર્ષાઇ રહી. મસ્તકપરનો જળભાર પણ તેણે ગણકાર્યો નહીં. તેમના યુવાન પતીઓના

ઘાડા સ્નેહને પણ આ વખત તેમણે ગણ્યો નહીં. એ સઘળું કરવું કોણ જાણે તે માધવના અતીરૂપે કે વીણાના સ્વરે કે ગાયનથી થયું કે મદન મારથી થયું. તેવું કર્મ તેમણે કર્યું કે કોઈએ તેને શીખવ્યું અથવા જાણેઅજાણે થઇ ગયું એ જણાયું નહીં.

સુંદર સ્ત્રીઓનાં અચાનક સમુહ આવી પોતાની સમક્ષ આવી ઉભેલો છે તે નીહાળી તેણે કાંઈપણ ભાનહીણ નહીં થતાં પોતાનું વાદિત્ર ચાલુ રાખ્યું. કુદ્રષ્ટીની કાંઈપણ નજર નહીં ચલવતાં પોતાના કામમાં તલ્લિન રહ્યો. ઘણીવાર થઇ પણ તે સુંદર સ્ત્રીઓ ચળિત થએલી ખસી નહીં તેમ બોલી પણ નહીં. એકી નજરે સ્થંભીત બની ટગર ટગર તેમની સામનો નીહાળવા લાગ્યો અને ભ્રાંતીમાં પડયો. આતે અપ્સરાઓ હશે કે વનની વન દેવીઓ હશે ? આવા નિર્જન સ્થાનપર આટલી સ્ત્રીઓનો સમુહ કેમ અને કયાંથી ? તેની શંકામાં હવે આવી પડ્યો. હાથમાંની વીણા બંધ કરી તથા સરોવર ત્રટપર થઈ તે શેહેર તરફ ચાલ્યો. આગળ પોતે અને સ્ત્રી સમાજ એમ સઘળું મંડળ શેહેરમાં પેહું. સૂર્ય અસ્ત થવાને કાંઈકજ વાર હતી. સુંદર સ્ત્રીઓના પ્રેમાળપતીઓ તેમની રાહ નીહાળી નીહાળી સોધને માટે નીકળી પડવાની તૈયારીમાંજ હતા અને આખા શેહેરમાં ચુપાચુપ વાતો થવા લાગી કે મહારાજા ગોવિંદસિંહરાયનો કોઇ વૈરી ખચીત્ત સ્ત્રી સમાજને હરી ગયો. તેવાજ સમયમાં એ ભાન

ભુલેલી ભામનીઓ શેહેરમાં દાખલ થઈ. કપડા વીગેરેની પણ જેથી સુદ્ધી રહેલી નથી. પતીપ્યારને જેમણે વીસારી દીધા છે, સાસુ, ... , દેરાણી, જેઠાણી તથા મા બેનની પણ ...રમ જેણે અન્યો અન્ય માધવપર મોહી જવામાં મુકી દીધેલ છે. એવો સ્ત્રી સમાજ માધવ સહીત શેહેરમાં આવ્યો. માધવ એકદમ શેહેરમાં પેશી એક ...ીથી બીજી અને બીજી ગલીથી ત્રીજી ગલીમાં જઈ દ્રષ્ટી ગોચરથી દુર થયો. સઘળી સ્ત્રીઓની સમક્ષથી મોહનો રૂપ કામદેવ ગયો એટલે સઘળી શીતળ થઈ, પોતાની સુદ્ધી ઠેકાણે લાવવા લાગી તથા એક બીજી કેવી મોહેલી તેની અન્યોઅન્ય ચેષ્ટાઓ કરતી સાંસાને સ્થાનકે પહોચી અને પોતાના પ્રેમાળપતીને શાંત કરી ગૃહકાજમાં સામેલ થઈ

પ્યારની વાત અજબ છે અને ઈશ્ક આંધળો છે. જેમ માધવને સંગીતશાસ્ત્ર સાથ પ્યાર લાગ્યો તેવીજ રીતે નગર સ્ત્રીઓને માધવની ઈશ્કી મોહની લાગી હતી. હવેથી માધવનું નામ પડતાં તેઓ સઘળી શણગાર સજવો વીસરી જતી. અને પોતાના બાળકનું રમાડવું તથા હુલામણાંકર્મ ચુકી જતી હતી. પતીના અગાઢ પ્રેમની અંદર ડુબી પડેલીઓ પણ માધવનું નામ સાંભળી તથા મન હરણ કરનાર વીણાયંત્રનો સૂર સુણી ઘેલી નીવાજ બની તેમની પાસે જતી. તે વખત પોતાના પતીનો હક સર્વ કરતાં શ્રેષ્ટ ગણાય છે અને જેની આજ્ઞાનુસાર વર્તવાથી તથા પતીવ્ર-

ત આચરણ પાળવાથી મોક્ષની પરમગતી મળે છે તે જ્ઞાન તે વખત તેમનું વ્યર્થ ગણાતું. છ ચોક અને ખુલ્લી રીતીનો નગર સ્ત્રીઓનો મોહો માધવ ઉપર એટલો બધો થએલો કે સ્ત્રી મંડળની અંદર માધવ, માધવ, અને માધવનીજ ચરચા તથા તેના રૂપ ગુણ અને ગાય કળાનાજ વખાણ. એટલું સ્મરણ માધવનું હતું કે જો તેટલું સ્મરણ પરમેશ્વરનું થાય તો તેમના સઘળા પાતક દૂર થાય પણ આ સંસાર સારમાં સાર સોધવો એ પેનીએબુદ્ધી અને મોમ હૃદયવાન સ્ત્રીઓથી બનવું અશકય.

પોતાની સુંદર સ્ત્રીઓ એક બટુક બ્રાહ્મણ અને તે પણ વાદિત્ર વગાડનાર તેની ઉપર ખુલ્લી રીતે અગાઢ પ્રીતી બતાવે એ દેખીતુંજ તેમના કલેજામાં તીર મારવા જેવુ હતું. પોતાની પ્રેમાળ પત્નીઓ પોતાને વીસરી એક ભીક્ષુકને મોહી જાય એ તેમને ઉની તેલની કડામાં પડી બળી મરવા જેટલું લાગતું. પોતાની સુંદર સ્ત્રીઓ, પોતાની મા બેનો, તથા કુલીન અબળાઓ આવી પ્રકાશીત રીતે માધવને ચાહે એ તેમને પૃથ્વી માગ આપે તો સમાઈ જવા જેવું હતું. પોતાની પત્નીઓને વારી સારી સમજણ આપી તથા શામ દામ ભેદ અને દંડથી વારી પણ તે સઘળું ક્યાં સુધી કે જ્યાં સુધી માધવનું કામદેવરૂપ નીહાળ્યું ન હોય ત્યાં સુધી; તથા જ્યાં સુધી વિણાનો મોહિક સુર સાંભળ્યોજ ન હોય ત્યાં સુધી જેવો વીણાનો સુરરૂપ દૂત શ્રવણેંદ્રીમાં તે સ્ત્રી-

ઓને આવ્યો કે તરતજ પોતાના પતીઓને તજી, વ્હાલા બાળતનુંજોને તરછોડી લાજ શરમ અળગી કરી તથા અમર્યાદપણું ધારણ કરી અધુરે શણગારે ધસતી. ખાવું પીવું પણ તેઓ આવા સમયમાં સમજતી નહીં.

આવું આવું હમેશાનું કષ્ટ સેહેવું એ તેમના પતીઓને દેખતી આંખમાં ધૂળ નાંખ્યા જેવું થતું. ગમે તેમ કરીને પણ આનો કોઈ પણ બંદોબસ્ત થવો જોઇએ. માધવ એ મહારાજનું માણસ અને બ્રાહ્મણનો પુત્ર એટલે તેને સજા કરવી તો ઘટીત નથી. પણ હરકોઈ બંદોબસ્તથી આવી અઘટીત અને પાપીષ્ટ વાત બંધ પડે અને કુલીન સ્ત્રીઓ જે બે શરમ બનેછે તે ન બને તેવો બંદોબસ્ત થવો જોઇએ. સર્વાનુમતે એમ ઠરાવ થયો કે મહારાજા કાંમાધવને તેના શેહેરની અંદર રાખે, નહીં તો આ વસ્તીને રાખે એવી સંતલસથી તેઓ સઘળા નૃપતિની પાસે એકાંત ગૃહમાં જવા નીકળ્યા. પુષ્પાવતીનો મહારાજા ગોવિંદચંદ્ર એક સકળરાજનું આભુષણ હતું. તેનું નામ સાંભળી તેના સઘળા વૈરીઓ કાંપતા હતા. તેના રાજમાં પ્રબળ ન્યાય ચારે તરફ પસરેલો હતો. દેશમાં બીતી કે પીડા હતીજ નહીં. મહારાજા નીતીવાન, શક્તિવાન, અને સઘળી શક્તિઓ તેને પ્રસન્ન હતી. દશરથની પેઠે તે પ્રજાની પીડા હરનાર હતો. તથા માનધાતાની પેઠે સઘળા પ્યાર મેળવી, ઇંદ્રની પેઠે દેવદનુજને વશ કર્યા હતા. નીતીશાસ્ત્રમાં તેની

'બુદ્ધી ઘણી તિવ્ર હતી. ધર્મશાસ્ત્રનું અધ્યયન કરી ન્યાયથી વર્તતો હતો. દેવપુજાદિથી તથા યજ્ઞ હોમાદિક પ્રયોગોથી પોતે શુદ્ધ થઈ પ્રજાપીડાને તેણે ટાળી હતી. રતીસમાન તેની સાતસો સુંદરસ્ત્રીઓ હતી તથા તેની અંદર રૂદ્રમહાદેવીનામે યુવાન સુંદર અર્ધાંગના હતી. તે સોળવર્ષની યુવાન સુંદર સ્ત્રી યૌવનથી ભરેલી, મધુર વચન બોલનારી, સૌભાગ્યવતી, કાનસુધી જેનાં નેત્ર વિસ્તાર પામેલાં છે એવી; અતી ચતુર, કોમળ સ્વભાવની, મદોન્મત અને પતીને પ્રેમની અંદર રમણ કરાવનાર, સરોવરની અંદર જેમ લઘુકાચબો ચાલે તેવી રીતે મંદગતીવાન, મદોન્મત હસ્થીના કુંભસ્થળ જેવા જેના સ્તન છે, પાકેલા લાલ ઘોલા જેવા જેના અધર પરવાળા સમાન બનેલા છે અને શૃંગાર રસની અનેક લીલાથી જે ભરપુર છે એવી સુંદર સ્ત્રીથી રમણ કરી નિર્ભયપણેથી મહારાજા પોતાનું આયુષ્ય ગાળતો. સુંદર સ્ત્રીઓની અંદર તેમાં વિશેષ્યે કરી રૂદ્રમહાદેવીને ખોળે ગ્રહી જે એકાંત ગૃહમાં બેઠેલો છે. આસપાસ દાસદાસીઓ તથા અનુચરો વિવિધ પ્રકારના સંગારસાજના કાર્યમાં તલ્લીન છે તે અવસરની અંદર નગરશેઠાદિક મહાજન મંડળ નૃપતિ સમક્ષ આવી બે કરજોડી અરજ ગુજારવા લાગ્યું કે.—

ભલેભાઈ બાપ કે પુત્ર હોય પણ જો તે સ્વરૂપવાન હોય તો તેની ઉપર સ્ત્રીઓ મોહ પામ્યા વગર રહેતી નથી.

અપકવ ઘડાપર પાણી પડવાથી તે વેરાઈ જાયછે. તેમ જેમનું હૃદય કુમળું છે તેવી સ્ત્રીઓ મકરધ્વજ સમાન પુરૂષાપર મોહ્યા સિવાય રહેતી નથી. આપનો બટુક જે માધવ કામદેવ સરખો સ્વરૂપવાન છે અને શાસ્ત્રમાં બૃહસ્પતિ સમાન છે તેણે શેહેરની તમામ સ્રીઓના મન હરી લીધાં છે. તેમ સઘળી સ્ત્રીઓ પણ માધવના અપાર રૂપની ઉપર મોહીત થઈ ગએલી છે. માટે આપ જો એ માધવને દેશપાર નહીં કરો તો અમે આ પુષ્પાવતી નગરી તજી દઈ કોઈ અવર સ્થળે વસીશુ અને આ તમારૂં નગર ખાલી કરી ચાલ્યા જઈશું. આની અંદર આપને જે યોગ્ય દીસે તે કરો. કારણ માધવની સંગાથ સર્વને સંકટ રૂપ છે.

વસ્તીનું સઘળી રીતે રક્ષણ કરવું તથા તેમને પાળીપોશી મોટી કરવી, શત્રુ તરફથી તેમને કશી પીડા આવવા દેવી નહીં એ નૃપતિનુ પ્રથમનુંજ કર્તવ્ય કર્મ છે. વસ્તી ઉપર રાજાનો અને રાજા ઉપર વસ્તીનો આધાર રહેલો છે. એકલા રાજાથી દેશપર સર્વોપરિસત્તા ધરાવાતી નથી તેમ એકલી વસ્તીથી પણ અરાજ્ય રાજ્ય ચાલતું નથી. જ્યાં રાજા ત્યાં વસ્તી અને વસ્તી ત્યાં રાજા હોયજ. વિશેષ તો વસ્તી ઉપર રાજા તથા રાજ્યનો આધાર રહેલો છે. માટે રાજાએ તો નિષ્પક્ષપાતથી ઇનસાફ આપી દેશમાં શાંતતા રાખવી.

મહારાજાએ વિચાર કર્યો જે સ્વરૂપવાન અને સકળગુણ

સંપન્ન મકરધ્વજ રૂપ માધવને તજવો એ વાત નીપરીત. હંસ! તે પણ જ્યારે સરોવર ત્રટપરથી ચાલ્યો જાય તો મારૂં ગૃહ કેવું શોભે? વળી તે એકલો પડી પોતાનો નીભાવ શા ઉપર ગુજારે અને કષ્ટ પડે મને કેટલો શ્રાપે. માટે તેને દેશપાર કરવો એનો વ્યાજબી દીસતું નથીજ. વળી માધવના અનીરૂપે કરી આ અનર્થ બન્યો છે. સ્ત્રીઓનો ખાસ સ્વભાવ હોયછે કે સ્વરૂપવાન પુરૂષ ઉપર તે મોહી જાયછે. માધવ સ્વરૂપવાન હોવાથી નગર સ્ત્રીઓ મોહિત થએલી છે તેમાં માધવનો વાંક નહી કાઢતાં કામ વૃતીપર ક્રોધ દૃષ્ટી કરવી જરા ઠીક જણાય છે. ચિત્તવૃતિ હમેશા ખેદ ઉપજાવે છે. એમ છે છતાં માધવના શરીરને કદરૂપુ બનાવી હાની કરવી એ અઘટીત થાયછે. આમ લેખી બન્નેને દોષીત લેખીએ કે માધવ તેમની વૃતિને સ્વરૂપે કરીને આકર્ષે અને સ્ત્રીઓ મોહાંધ બની તેપર આશક્ રહે તો તેમાં બંન્નેનો વાંક છે. પણ એક માધવને રાખવાથી સેંકડો મનુષ્યો નગર ખાલી કરી ચાલ્યા જાય એ વ્યાજબી ન કહેવાય. "પણ એકને તજવાથી સેંકડોનાં દુઃખ દૂર થતાં હોય તો તેને વર્જવો." માટે માધવને દેશપાર કરવો એ ઉત્તમ છે. "વળી પણ સારા યા નઠારા ઘણા માણસોની સાથે દુસ્મનાઈ કરવામાં કદી સફળની પ્રાપ્તીજ નથી. એતો જેમ ઝાઝી કીડીઓએ મળીને મોટા શેશનાગને માર્યો તેમજ થાય." કાંઈક માધવના પરીશ્રમે અને કાંઇક ભાગ સ્ત્રીઓનો મોહિત થએલો એટલે આ કારણ ઉત્પન્ન થયુંછે માટે ન્યાય દૃષ્ટીએ ની-

હાળતાં માધવ તથા સ્ત્રીઓ બન્નેથી આ ગુન્હો બનેલો છે. બન્ને ગુન્હેગાર છે પણ હક્ક લુટનાર એક માધવ છે. માધવ ઉપર કોઈપણ સ્ત્રીઓનો હક્ક નથી એટલે આ સ્ત્રીઓ માધવની પાસેથી કોઈનો હક્ક લુટતી નથી પણ આ સ્ત્રીઓ ઉપર તેમના સ્વામીનો સંપુર્ણ શાસ્ત્રાનુસાર હક્ક છે. છતાં માધવને તે હક્ક લુંટવા દેવાના કારણ બની છે. ખરા હકદારનો હક્ક લુંટાય છે અને બિન હકદાર અયોગ્ય હક્ક ભોગવવા માંડેછે. એટલે સ્ત્રીઓ કરતાં આ માધવ વિશેષ ગુન્હેગાર ઠરે છે. "શિયળભંગ સ્ત્રીઓની શુદ્ધી રજસ્વળા અવસ્થા છે" એટલે તે શુદ્ધીમાં આવશે અને માધવને દેશપાર કરવાથી તેને શીક્ષા થઈ એમ ગણાશે.

નૃપત્તિ વિચાર સાગરમાં પ્રવૃત થએલા તે સમે માધવ તથા પુરજનો પણ હાજર હતાં. અનેક સ્ત્રીપુરૂષોથી જોત જોતામાં દરબાર ગઢ ખદબદી રહેલો. કોઈ જન નૃપતીનો ઈનસાફ નીહાળવા, કોઈ જન માધવની આ સમયની સમય સુચકતા તથા સ્ત્રીચરીત્રને તોડી પાડી પુરૂષ ચરીત્રને ચડીયાતો કરે છે કે કેમ ? તે નીહાળવા અને નગરવાસીઓના સાહસની પરીસીમામાં કોનો જયવિજય થાયછે તે ભાળવા આવી મળ્યા હતા. જેમ જેમ નગરની અંદર આ વાત ચરચાતી જતી તેમ તેમ વિશેષ જળ સમુદાય ત્યાં થતો હતો. કોઈ મનુષ્યો માધવ પ્રત્યે તીરસ્કારથી જોવા લાગ્યા, કોઈક મનુષ્ય ક્રોધ દ્રષ્ટી કરી વૈરવશ થએલા હતા, કોઈક મનુષ્ય આવી સુંદર કાંતીવાન મુર્તીનું શું થશે તેની ચીંતામાં પડ્યા હતા.

કોઇકિ અપશબ્દો બોલી તેની આબરૂ હલકી કરવા તત્પર હતા અને કેટલાક પુરૂષો સમાધાનજ થઈ જઈ શાંતતામાં સારૂં છે એમ ઈચ્છતા હતા. એવા એનેક વિચારોથી ઘેરાએલા મનવાળા મનુષ્ય ત્યાં મળવા લાગ્યા. આ વખત માધવ નૃપત્તિની એક તરફ એકીદ્રષ્ટીથી ઉભો રહી જોતો હતો. આ વખત શું કરવું એવા વિચારથી મહારાજા સ્વરશુન્ય થયા હતા અને તમામ વ તી મહારાજાના મહાવાકય સાંભળવા તલપી રહી હતી.

આ વખત માધવને અને નાગરીક જનોને સાથે આવવું કેમ થયું ? માધવ પ્રત્યે સઘળા પુરજનોનો ક્રોધ સરખી રીતે કેમ પ્રગટયો તે આ સ્થળે જાણવા જેવું છે.

વરષાત્રતુનો સમય છે શ્રાવણ માસના ઝરમરઝરમર વરસાદનો અંત આવી જવાથી વરાપ થઇ રહ્યો છે. ઠામ ઠામ વનસ્પતીના લીલા અંકુરો પૃથ્વી પૃષ્ટને અનંત લીલા રંગથી સુસોભિત કરેછે. સૂર્યનારાયણના નમ્ર કીરણો આસ્તે આસ્તે તપી પૃથ્વીપરની સરદી અને ભીનાશ ચુસી લેછે. વખતો વખત વાદળાંનું વધી જવું અને ઘટી જવું થાય છે. અમાવાસ્યાનો દિવસ છે અને ત્રણ બજ્યાનો સમય છે. આવે વખતે માધવ પોતે તળાવ ત્રટપરથી વીણાનો મંદ નાદ કરતો ચાલ્યો આવેછે. વીણાનાદના નાનમાં બેભાન થએલો માધવ નાગરીકજનો સમક્ષ પણ વીણા નાદ બંધ નહીં કરતાં શહેરમાં ચાલ્યો. જેમ નાગને મોરલી મોહક છે તેવી રીતે માધવની વીણા તથા તેનુ સૌંદર્ય એ નાગરીક સુંદ-

રીઓને સ્નેહિક છે. તેથી પુરમાં પેસતાંજ આ નાદ શ્રવણે કરી એક પછી એક સ્ત્રીઓ તેની પાછળ ચાલતી થઇ. સુંદર સ્ત્રીઓએ પોતાના પ્યારા પતીના પ્રભાવને ભૂલી ભ્રમિત બની અને સેવામાં તત્પર થએલી અર્ધાંગનાઓ પણ વીણાનાદે ી ચલાયમાન થ . પોતાના પતીની પાસે નિર્લજ પણે બે ી સ્ત્રીઓ બાન િનાની તેમની તેમ ઉઠી માધવની પાછળ ચાલી ગાલ ચુંબનીક સ્ત્રીઓ તેમના તેમ બેશરમ રીતે ં કળી કેટલીક સ્ત્રીઓ અધુરે શણગારે અને બેઢંગે હાલ માધવની પાછળ ધાઈ. એકાદ આંખ આંજવી વીસરી માધવ  મોહક રૂપમાં ગરકાવ થઈ કેટલીએક પ્રાણ પ્રીયાઓ પતીઓને અધરરસ પાતાં. અધરરસ ભંગ થઈ દોડી, કેટલીક બાળતનઓને પયપાન કરાવતીજ હાલતમાં નીકળી, કેટલીક અવળાં આભુષણ ધરેલાં છે એવો સમુહ માધવની પાછળ જામવા લાગ્યો. એમ જેમ જેમ ખબર પડતી ગઈ તેમ તેમ જોવાને ઉત્કંઠાએલી અર્ધાંગનાઓ અને પવિત્ર પ્રમદાઓ પણ શણગાર સજતી સજતી અરધાં અરધાં અધુરાં આભુષણ ધરી અધીરી બની ચાલી. કેટલીક તેની પૂઠળ ધાઈ, કેટલીક મોહાંધકારીકાઓ મેહેલનાં દ્વાર ખોલી પતીની દરકાર નહીં રાખતાં અટારીપરજ સ્થંભી રહી. કેટલીએક આભુષણ પેહેરતી પેહેરતી ચાલતી તેથી મંદમંદગતીનીઓ ઘણી સુંદર દીસતી હતી. પોતાનુ મુખાર્વિંદ નિહાળવા સારૂ દર્પણ જેમનાં કરમાંને કરમાં રહી ગએલાં છે તેવીના ઝુંડ પણ ઘણા દીસતા હતા. પોતાના પ્રાણપતીઓને પુષ્પહાર પેહે-

રાવવા તત્પર થએલી તેઓ માધવનું અચાનક આવવું સાંભળી તે હાર સહીત દોડી આવેલી. કેટલીક પોતાના પતીઓને પાનસોપારી આપવા જતાં અધવચમાંથીજ વળેલી દીસતી હતી. તેઓ એમનીએમ જાણે માધવને અર્પવાને કેમ આવેલી ન હોય? પોતાના પતીને અતર ગુલાબ લગાડવા તૈયાર થએલી સુંદરીઓ પણ આવા અચાનકના આકર્ષણથી આકર્ષાઈ આ તરફ એમનીએમ ખેંચાઇ આવેલી હતી. કેટલીએક પોતાના પ્રાણપતીની સેવામાં ઉડેલી તેથી હાલહવાલ વીનાની દીસતી હતી.

એવી મોહાંધિનીઓની પલવારમાં માધવની પાછળ ભીડ થઈ રહી. કૌતકથી ચક્ષુદ્વારાએ તે યુવતીઓ માધવને નીહાળતી હતી. અને દર્પણરૂપ યુવતીની ચક્ષુઓમાં માધવરૂપ પ્રતીમા સમાઈ રહી હતી. જેથી તેઓની ચક્ષુઓમાં અવરજનો કે વસ્તુઓનો સમાસ થઈ શકતો નહીં હતો. તેઓમાં મદનરસ પ્રગટ થવાથી અન્યોઅન્ય પરીહાસ કરી મશ્કરી અને ચેષ્ટાઓ તથા અવર સ્ત્રીઓની ભૂલો તેમને બતાવતી જાણે પોતાના છીદ્રો કેમ નીહાળતીજ ન હોય તેમ આલાપ કરતી હતી. માધવમાં મોહાંધ બનેલી જાણે માધવ રસનું પાન કરી તેઓ હર્ષીત થએલી હોય તેવી રીતે હસતી હતી. હૃદયથી તેઓને જાણે ચાંપી. પોતાનો કામજ્વર કાંપ થંડો થવાથી શીતળ થયેલી હોયની શું. અલીઓ આપણે કેવી ભાગ્યશાળી કે આની આવી દેવતાઈ આ-

કૃતિ, અંતઃકરણનો હુલ્લાસ અને તેના ઉભરાતા પ્રીતી રસને આપણે નીહાળી શકયા. ખરેજ આપણો જન્મ આજે કૃતાર્થ થયો. માધવ તને નમસ્કાર છે. એમ બોલ બોલતી સ્ત્રીઓ તેની પાછળ ચાલવા લાગી તથા જેઓ અટારીમાંથી નીહાળતી અને આવેલી નહીં તેથી પોતે વધારે ભાગ્યશાળી છે એમ લેખી અત્યંત હરખાતી.

પતીના પડખામાંની પડેલી પદમણીઓ એકદમ ઉઠી અનુમતી નહીં લેતાં એકદમ કયાં ગઈ હશે? એવા વિચારમાં સઘળાના પતી લીન થયા. નયન રૂપી ખંજરનો ઘા મારતી જે સ્ત્રીઓ પોતાના પ્રાણપતીને જખમી કરતી અને પ્રકાશમાન ચંદ્રમા સમાન મુખાર્વિંદ મુખડે જ ન-ળતા આપની એકદમ કયાં ગઈ હશે? તે વીચારવા તથા સોચવા લાગ્યા પોતે મનમાનતી રીતે પોતાની પ્રીયાઓને લાડ લડાવતા છતા આવી દુષ્ટ ચાલ ચાલવામાં કેમ પ્યારને ગણતી નથી એ માટે આશ્ચર્ય થયાં અને સ્ત્રીઓના અપકવ પ્યારને ધીક્કારવા લાગ્યા. પ્રીયાઓ આવી નહીં માટે એક પછી એક એવી રીતીએ તમામના પતીઓ અનુક્રમે ચેષ્ટા જોવા સારૂ નીકળી પડયા. સ્ત્રીરૂપ પુતળાં નચાવનાર કોઇ કામદેવ ખચીત જાગ્યો એમ તેમના મનમાં ઠસી ગયું. માધવ અને સ્ત્રીસમાજ આનંદ રંગના ઉભરા ઉડાવતું ચાલ્યું જાય છે તેમ બીજી તરફ દરેકના પતીઓ પોતાની ગલીકુંચીમાંથી સોધને માટે નીકળી પડયાછે. આ તરફ જયમ સૃંગારરસ ભરીત હોતું આનંદમય રીતે ચાલ્યું

જાયછે. તેમ બીજી તરફથી ક્રોધાયમાન પતીઓ પોતાની અર્ધાંગનાઓના દુરાચરણથી ખિન્ન થઈ ક્રોધાવેશમાં આ-વી ગયાછે અને પોતાના હરીફ ઉપર સંપુર્ણ વેર વાળ-વાની ખુમારીમાં નયન રૂપી ખંજરનો ઘા મૃગનયનીઓ મારેછે અને સદાને માટે ક્ષુરેલ ઘાયલ બનાવી દેછે તેવી રીતે ક્રોધરૂપ જ્વાળાની ખંજર મારી તેને સદાને માટે ભસ્મ કરવા નિરધાર્યું છે. એક એક કરતાં સરખા મીજાજના ભા-ઈઓ અને એકજ લાગણીના અનેક પુરૂષો ભેળા થયા. અને એકજ કાર્યનું એકજ રીતે વેર લેવા નીરધાર્યું. સઘળી સ્ત્રીઓ કયાં ગઇ તે પ્રથમ સોધમાં પડયા. તપાસ કરતાં માલુમ પડયું કે સઘળી સ્ત્રીઓ માધવ ઉપર મોહેલી પર-વશ છે અને તેમનાથી છુટા પડી જીવી શકાય તેમ નથી. માતપીતા અને ભરથારની આમન્યાએ તેમને પરિતાપ નહીં પમાએલો જાણી તથા નિર્લજ થએલી અને મોહમાં પડેલી જાણી પોતે આવ્યા છતાં પણ પોતાની સ્ત્રીઓ શરમાતી ન-થી. જાણે કેમ પતીનો પાક તદન ઉઠીજ ગયો ન હોય? તેવી સ્ત્રીઓની દયા ભરેલી દશા માધવથી બની છે, એમ જાણી સ્ત્રીઓ ઉપર તેમનો વિશેષ કોપ થયો નહીં. તેનો વાંક તદન નીહાળતાંમાંજ સ્ત્રીઓમાંથી નીકળી માધવમાં પેઠો. થયેલો કોપ પણ પુર્ણીમાના પ્રકાશ સરીખા ચંદ્રા મુખા-ર્વિંદથી શીતળ થયો. ચંદ્રમાના કાળા ડાઘાનો દોષ જેમ લેખામાં આવતો નથી તેમ પોતાની પ્રીયાઓનો આ વાંક તેમની દ્રષ્ટીએ દેખાયો નહીં અને એકદમ માધવની ઉપર

ઉમટી આવ્યા. તેને તરછોડી એકદમ તીરસ્કારથી પકડયો, અને મહારાજાની હજુરમાં ગુન્હેગાર તરીકે જાહેર કરી તેને દેશપાર કરવાની અથવા પોતાને વિદેશ જવાની આજ્ઞા માગી. એ સમય એજ હતો કે જે આગળ વાંચનાર સમક્ષ ધારવામાં આવેલો છે તેજ.

મહારાજાએ એકદમ માધવને શાંતપણેથી પોતાની પ્રતી ઉભો રાખ્યો અને વિવેકથી તથા કાંઈક ક્રોધાયમાન ચેહેરેથી કહ્યું કે:—

હે માધવ! પારકા અપવાદમાં રાવણ સરીખો છો; તેમ પારકા છિદ્ર સોધવામાં ઇંદ્ર સરખો છો; અને જેવી રીતે પારકું ધન હરણ કરવામાં સહસ્ત્રાર્જુન સમર્થ હતો તેવીજ રીતે તું પણ સ્ત્રીઓનાં મનરૂપી ધન હરણ કરનાર લોકની બત્રીશીએ ચડેલોછો. તું સદ્‌ગુણ સંપન્નછો અને વિવેકવાન જણાઓ છો. હે માધવ! ચંદનના ઝાડને કાપી નાંખીએ તો પણ પોતાની સુગંધરૂપ સુવાસને તજશે નહીં, હાથી વૃદ્ધ છે તો પણ પોતાની યુવાનપણા જેવી લીલા રીતી વૃદ્ધ પણામાં છોડતો નથી. શેરડીને પંચાણામાં નાંખ્યાં છતાં પણ પોતાની મધુરતા તજતી નથી. કુલીન પુરૂષ છે તે દ્રવ્યાદિકથી હિન થઇ જાયછે તો પણ કુલીનપણું અગ્રાહ્ય કરતા નથી. સમજુ માણસ કોચવાઈ જતાં પણ નઠારૂં વાક્ય બોલતા નથી. તો તું પણ વિવેકી છો એટલે મારા બોલવા તરફ પ્રતિ વાક્ય કરી ઉલંઘન કરીશ નહીં, કેમકે

"નીચ માણસને સો ગુણ કરેલા હોય તો પણ જો હાસ્ય કરતાં એક કાંઈક વધારે કહેવાય છે તો તે દુઃખ કર્તા થાયછે."

મહારાજાનું આવું ગુહ્ય કહેવું માધવ પળવારમાં સમજી ગયો હતો અને તેણે જાણી લીધું હતું કે મહારાજાનું શુભ યા અશુભ વાક્ય પણ પાળ્યા સિવાય ચાલવાનું નથી. વળી પણ રાજાએ જે આજ્ઞા કરી હોય અને તે આજ્ઞા મનાતી ન હોય તથા જે ગૃહસ્થ બ્રાહ્મણનું જાહેરાત રીતે માનભંગ થયું હોય અગર વગર કારણથી સ્ત્રીથી જુદુ શયન કરવું પડતું હોય એ ત્રણ કારણ વગર હથીઆરે મરણ ઉપજાવનાર છે. અર્થાત કાળગતી પ્રમાણે સમયને બદલાવી વીપરીત ફળ આપે છે. માટે જો મહારાજાનું કહેવું હું માન્ય કરીશ નહી તો તેમા ત્રાસદાયક માઠું પરીણામ નીપજશે. કદાપી હું હઠ કરીશ તો મારો હઠ આ વખત ચાલવાનો નથી. કારણ રાજ હઠ, બાળ હઠ, અને સ્ત્રી હઠ, એ પણ હઠ મોટાં છે તેમાં પણ રાજહઠ મહા ભયંકર છે. રાવણ સરીખા રાજા રાજહઠથી મરાણા છે એવા મહા હઠની સામને આ મારો કંગાળ હઠ કેમ શક્તિવંત થાય? માટે મહારાજા જે ફરમાવે તે મારે માન્ય તો કરવુંજ.

ગાયન એ સુખીઆઓને તો સુખનો ભંડાર છે પણ દુખીઆઓને પણ તે આનંદના લ્હેરકા અર્પણ કરેછે. સાંભળનારના મનને તથા કાનને આકર્ષે છે અને સ્ત્રી વર્ગનું તો ગાયન કામદેવ તરફનો દુતજ છે. એટલે સ્ત્રી વર્ગને તો ગાયન અતીપ્રીય છે. આવા ગાયનથી આ ભભુકો ઉઠયો

હતો. તો પણ સાતસ્વર, ત્રણ ગ્રામ, એકવીસ મુર્છના ઓગણપચાસ તાળ અને અણુ માયાવાળું ઉત્તમ લેખાતું ગાયન માધવે મહારાજા સમક્ષ શરૂ કર્યું તેથી મહારાજા અત્યંત હરખાયા. અને અપૂર્વ પરીસીમાવાળી હરકોઇ વસ્તુથી કાંઇના કાંઇ નવનવા ફેરફાર થાય છે તેપર વિચારમાં પડ્યા. સીતાજી જો અત્યંત સ્વરૂપવાન હતાં તો તેનું હરણ થયું. રાવણ બહુ ગર્વિષ્ટ હતો તો તે મરાયો. અને બળીરાજા મહા દાતાર હતો તો તે બંધીવાન થયો. માટે હરકોઈ બાબતમાં અતીપણું સારૂં નથી. આ માધવમાં તેના ગાયનનું અતીપણું છે અને એજ અતીપણાથી આવો અનર્થ બને છે. આ અતીપણાનું શીખર એટલું છે તે તેને છેદન કર્યા સિવાય ન્યુનતા આવશે નહીં. અને જેનો શોખ જે ચીજ ઉપર ચોટેલો હોય છે તે પરથી તેને વાળતાં પણ અનર્થ બનવા સંભવ છે. માટે એજ લાયક છે કે તેને આપણા દેશમાંથી અનર્થ કરતો મટાડવો. અને તેને માટે આ દેશમાંથી તેને સદાને માટે દેશપાર કરવો. એક પાનની બીડીએ સાધારણ છે પણ બે પાનની બીડી એ.માનની નીશાની છે. એજ ત્રણ પાનની બીડી સદાને માટે દુર કરવાની લેખાય છે. માટે ત્રણ પાનની બીડી મહારાજે માધવને આપી અને તેની સાથે આજ્ઞા કરી કે ભિક્ષુક ! તારે હવેથી મારા રાજ્યની અંદર રહેવું નહીં.

આ આજ્ઞા માધવે મસ્તકપર ચડાવી અને કહ્યું કે માતા ક-

દાપી તનુજોને વીખ આપી મારતી હોય, બાપ કદાપી છો-
કરાંઓને વેચી નાંખતો હોય અને રાજા પેંડે રક્ષપાળ છતાં
વસ્તીને લુંટી લેતો હોય તો તેની ફરીઆદ કોઇ આગળ
થઇ શકતી નથી. માટે મહારાજ આની અંદર મારો કાંઇ
પણ ઉપાય નથી. હું નીરૂપાય થઈ ચાલ્યો જાઉંછું. માધવ
ચાલતો થયો, અને આસપાસ મળેલાં મનુષ્યો એક પછી
એક વીખરાઇ ગયાં. પતી પતનીઓ અન્યોઅન્ય વાદ વિ.
વાદ કરી સ્વગૃહ તરફ વળ્યાં. અને સર્વે સ્થળે શાંતતા પ્ર-
સરી રહી. મહારાજા તથા રાણી પાછા પોતાના અન્યોઅ-
ન્ય ધર્મકાર્યમાં તથા સૃંગારરસની શ્રેષ્ટ રમતમાં મગ્ન
થઇ માધવને હમેશને માટે દેશ તજાવ્યો. તેને માટે કાંઈ
પણ પરીતાપ ન થયો હોય તેમ દેખાડવા વિશ્રામ સ્થાનમાં
શયનપર ગયા, અને શુસપ્તી અવસ્થામાં પરવશ પડયા.
બીચારો માધવ હમેશને માટે દેશ તજી પરદેશ ગયો અને
નીરાશ થયેલી અબળાઓ પોતાના ધર્મ સ્વરૂપ સ્વામીઓની
સાથે સૃંગારરસનો નિર્વિઘ્ન લ્હાવો લેવા સમર્થ થઈ. માધ-
વ ગયા વખતનો કરૂણારસ ભંડાર સ્રીસમાજમાં વિશેષ્ય
હતો. બીભસ્તરસે પતીઓમાં પ્રવેશ કરેલો તથા ક્રોધારસે
મહારાજાપર અમલ ચલાવેલો તેમને શાંતરસે આવી પરા
જય પમાડયા. પરંતુ સદાને માટે થયેલો કરૂણારસ વજ્ર ધા
મીણ સરખી હૃદયવાળી બાલીકાઓના મનમાંથી ગયો નહીં.
તેમને સ્મરણેંદ્રી માધવની કથામાં મચેલી હતી તે તેઓ
કાળે કરી દબાવી શકતી અને પતીઓનો નિર્મળ પ્રેમ પાછો

મેળવી નાખી હતી, પણ વખતે માધવનું સ્મરણ તેમને શોકાતુર કરાવ્યા સિવાય રહેતું નહીં. લાચાર ! લાચા ! ને સ્રીમંડળ લાચાર હતું. તેમનું ચાલે તો તેમને તેઓ ક્ષણ વેલો મૂકે નહીં, પણ નિરૂપાય. તેમ તે અબળાઓથી બને શકે તેવું હતં નહીં. માધવ, શી તારી કાન્તી ! ! આવા સ્રી હૃદયમાં કોરાઇ રહેલા કામધ્વજ તારૂં શું થશે? થયું તે અધીર વાંચનાર વાંચજો હવે. માધવ-નીપુણ માધવ તો હવે સદાને માટે સૃંગારરસ રહીત દેશ કરી ચાલ્યો ગયો. અને સઘળાને શોકાતુર બનાવતો ગયો. માધવ શી તારી ગાવાની છટા, બોલવાની કળા, વગાડવાની અને જોવાની રીતભાત, અને મન હરણ કરવાની દેવતાઈ મૂર્તિ. એતો કામદેવથી પણ સરસ.

જ્યાં હો ત્યાં શાંતી ! શાંતી ! !

માધવ ! માધવ ! !

પ્રિય માધવ !

શાંતી ! !

---

# પ્રકરણ ૨ જાું.

કરમના બળીઆ, રાંધી ખીચડી ને થઈ પશ્મા ઠળીઆ;
**અથવા.**
ઘરના દાઝયા વનમાં ગયા તો વનમાં લાગી લાહ્ય.

અનેક કળાઓથી પરીપુર્ણ અને કુનરાદિકથી વખણાઇ સર્વ શુભોપમાને પહોંચેલ સઘળી સૃષ્ટીનો જાણે એક નમુનાનો જાણે સંગ્રહ થયો હોયની શું! એવી સુંદર કામાવતી નામની નગરી—જેમ સર્વ દેવતાઓમાં કામદેવ અજીત અને સ્વરૂપવાન ગણાય છે તેવી -સર્વોત્તમતાને પહોંચેલી હતી. ત્યાંનો સદ્‌ગુણસંપન્ન વિચારગુણમાં પ્રોઢતા ધરાવનાર મહારાજા કામસેન—કામની પરીસીમા હતો. રાજ્યકાર્ય ઉપર જાતે લક્ષ આપી સુંદર નમુનાઓ ઉપર તેની અતુલ પ્રીતી હતી. સ્વદેશાભીમાનીની સાથે સ્વઅભીમાની હોઈ કોઈપણ નૃપત્તિથી તે અલગ રહી પોતાના દેશમાં સ્વતંત્રપણાએ અમલ ચલાવતો હતો. પોતાના પરાક્રમે કરી મેળવેલી કીર્તીનો કળશ તેના રાજ્યમાં પ્રકાશી રહી અવર રાજ્યમાં તેનો આભાશ પડતો હતો. સ્વતંત્રતા દેવીએ આવી ત્યાં વાસો કરેલો તેથી તે અજીત પક્ષનો હતો. તે ઉપર કોઈની સત્તા બેઠી નહીં હતી, અને પોતાનું શ્રેષ્ટતાપણું કબુલ કરાવવાનો આગ્રહ કોઇ નૃપત્તિએ લીધો નહીં હતો. કેમકે પરવશ પડી શ્રેષ્ટતા સંપાદન કરવામાં એ નિંદ્યપણું લેખતો હતો. પરવશ પડી નામ બોળવું તે કરતાં રણમાં

મરી મુક્ત થઇ અમર કીર્તી વધારવી એમ વધારે ચાહતો હતો. તેથી તે ઉપર કોઈ નૃપત્તિ ફતેહ કરી ચાલ્યા ગયા નહોતા—પણ નીરાશ થયા હતા; અને પોતાનું બળ અજમાવી વીલે વીલે મૂખડું ળ ચાટી જીતની આશાએ આવેલા રાજાઓ સ્વાધીનતા ખોઈ પલાયન કરી ગયા હતા. આવી શ્રેષ્ટતા સંપાદન કરેલી તેથી કામસેન મહારાજા હમેશાં ગર્વીષ્ટ રહેતો, અને બીજા રાજાઓની પેઠે વડી સરકારનો પોતે આશ્રયી નથી તથા તાબેદાર કે સેવકનું કલંક ધરી ઉપનામ ગ્રહણ કરેલું નથી, એ ખાતે મગરૂર રહેતો હતો

સુંદર સુંદર વસ્તુઓનો ભોક્તા થવાને તે હમેશાં ખંતી હતો, અને તેજ કારણ નવનવી વસ્તુઓ તેની સમક્ષ હમેશાં તેના આશ્રીતો લાવી મૂકવા ચૂક્તા હતા નહીં. શેહેર શણગારવામાં તથા પોતાનો અને વસ્તીનો વૈભવ વધે અને પોતાની નામના દેશ પરદેશમાં પંકાય તેને માટે તે ખંતી રહેતો. એટલાજ કારણથી હમેશાં દયાવાન, ધાર્મીક અને ક્ષમાવાન રહેતો. તે નિષ્કલંક રહેવામાં રાજી રહેતો. આવેલા આશ્રીતોને સંપુર્ણ આશ્રય આપતો અને તેથી તેની કીર્તી ચોગરદમ પ્રસરી રહેલી તેથી પરદેશી રાજાઓના જુલમી ત્રાસથી નાસી આવેલા અમીર ઉમરાવો, વિદ્વાન પંડિતો વીગેરે આશરો પામતા. કેમકે આશ્રય આપવામાં નીપુણ ગણાતો.

રાજ્યકામમાં ચતુર—શેહેર શણગારને વૈભવ વધારનારો હોંસીલો, કામસેન મનપસંદ વિદ્વાનો શણગાર હતો. વિદ્વાન,

ગ્રંથકાર, ભાટ, ચારણ, બારોટ અને કવીલોકો પણ તેને ત્યાં આશ્રય પામતા અને મનરંજન માટે કંચનીઓ—રાજ્યનું એક ઘરેણું ગણાય છે—મતલબ રાયનું રમકડું હોય છે તેના શોખમાં પણ ઉતરે તેવો હતો નહીં.

શરદરૂતુના જગતજનુનીના મહોત્સવ સમયમાં કામાવતી નગરીનો નમુનો એક અમુક ભાગ હતો. શેહેર શણગારપરથી દ્રષ્ટી દુર કરી એક રાજ્યગૃહ તરફ દ્રષ્ટી નાંખીએતો તેમના ચોક કેસર, અત્તર અને અર્ગજાથી બહેકી રહેલાછે. જેના ચોકમાં સુંદર કદળીસ્થંભો તથા દ્રાક્ષાદિ વેલીકાઓ તથા પુષ્પ તરૂઓ ઓપી રહ્યાંછે. એવી ભૂમીકાની વચોવચ્ચના મધ્ય બિંદુરૂપ દિવાનખાનું હતું. જે આરસ પથ્થરથી ઘડાએલું અને સ્ફાટીકમણીથી જડિત હતું. તે ઉપર ઝગઝગતા સોનેરી પતાકા હમેશને માટે ખોડી દીધા હતા. અને તેઓ અનંત દૂરથી અનેક મનુષ્યની દ્રષ્ટીને આકર્ષી પોતાની રાજની સમૃદ્ધિને પ્રકાશ કરતા હતા. રાજ્યમંડપની એક તરફ નૃપત્તિનું આસન હતું તે ધર્માસનપર મહારાજા કામસેન બીરાજેલા હતા. એક તરફ સરકારી મેહેતા મુત્સદીઅને લાયક શેઠ શાહુકારો હતા. અને એક તરફથી અમીર ઉમરાવો તથા વિદ્વાન પંડીતોથી મહારાજા ઘેરાએલા હતા. ફકત મખમલી ધોળો જામો તેણે પેહેરેલો હતો. અને ઘણી ચુડી પડેલી સુરવાલ તેણે પેહેરેલી હતી. શીરપર રત્નજડિત મુગટ બીરાજી રહ્યો હતો. કમરે કટાર અને જમૈયો તથા

ખભામાં શીરોહી તલવારથી મહારાજાની કાન્તિ બીરાજમાન દીસતી હતી. પાછળ ઢાલ અને ભાથાનું ઝુંડ હતું તથા એક તરફ ધનુષ્ય અને એક હાથમાં બરછી શોભતી હતી. થોડે છેટે રક્ષપાળ–અનુચરો ખુલ્લી તલવારથી અડગ ઉભા હતા. અને સૌથી આગળ પ્રતી કંચની કામકુંડલા–સ્ત્રી સમાજનો અપૂર્વ નમુનો–પાષાણપુતળી- જાણે આરસ પથ્થરમાંથી કોતરી કાઢી બેસાડી દીધી હોય તેવી ગંભીર થઇ બેઠેલી હતી. તેનો ગુલાબી રંગ–પેહેરેલા મખમલી પોશાકમાંથી પ્રકાશી અવરજનોનાં મન આકર્ષતો હતો. તેની ભ્રકુટી ધનુષ્ય કામબાણ મારી વીરજનોને પણ હમેશને માટે ઘાયલ બનાવતું હતું. તેના ગુલાબી ગાલની લાલી ઝળકી રહી તેમાં શ્વેતબિંદુ પ્રકાશી રહ્યાં હતાં. એ રંભાના સ્વરૂપે આખી સભા મોહપાસથી વીંટાઇ બંધન થએલી હોયની શું એવી દીસતી હતી. તેનાં નયન મૃગનેત્રની માફક તથા મીનની માફક ચપળતા ધરાવતાં હતાં. તેનાં ધનુષ્ય સમાન વળેલાં કાળાં નેણ ચંદ્રમાના કાળા ડાઘની નીશાની બતાવતાં હતાં. તેની સુંદર નાશીકા મનહરણ કરી મનુષ્યને લલચાવી રાંક બનાવતી હતી. તેના મુખાર્વિંદની શીતળ કાંન્તી છતાં વીરજનોનાં લોહી ઉકળી ગયાં હતાં અને તેમનું હૈયું હાથ રહ્યું હતું નહીં. તેનું મુખાર્વીંદ કેમ જાણે બ્રહ્માએ ચંદ્રમા બનાવવાની પેહેલાં એક નમુનો કરી જોયો હોય તેવું હતું. તેના મુખના પ્રકાશથી વીરપુરૂષોનાં મન તપી

તેઓ હેરાન થાયછે તે થાય તે માટે કેમ જાણે સૃષ્ટાએ પાછળથી ચંદ્રમા બનાવ્યા હોય તેમ જણાતું હતું. કામદેવના પાસ સરખા કેનાકર્ણ શોભી રહ્યાછે. બંને ગાલો ચંદ્રમાના પ્રતીબિંબને ગ્રહી રહ્યા હોયની શું ! સ્ફાટીકમણી સરખા ધોળા દાંત હસતા અધરના રક્તાશયપર માણી જેવા દીપતા હતા. હોઠ જેના વિદ્રમમણી જેવા રક્તવર્ણા દીસતા હતા. માથાનો ચોટલો શેશ નાગના પેઠે ઓપતો હતો. શંખની પણ રેખાઓ યુક્ત લાંબું ગળું જોઈ હરકોઇ મનુષ્યનું મન તે પર આકર્ષાતું હતુ, આમ્રફળ જેવા ઉપસેલા સ્તન તનથી અગ્રભાગમાં આવી કામી પુરૂષને જાણે કેમ ભેટતા હોય તેવા ખુશીથી પ્રફુલ્લિત દીસતા હતા. વિશાળ ઉદરની સપાટી જેના વસ્ત્ર પરથી પણ છાની ઢંકાએલી પ્રકાસમા આવતી હતી અને મધ્ય બીંદુરૂપના અકચળ એક ચંપાના વર્ણની નકલ કરતું હતું. એક મુઠીમાં આવે એવી પાતળી કમર તેના ગાંભિર્યપણાથી દેદીપ્યવાન દીસતી હતી. તેના કદળી સ્થંભ સરખા ચરણની ગુલાબી પગ પેનીએ પ્રકાશ કરી સર્વની દૃષ્ટી ખેંચી હતી. તે એવી તો સ્વરૂપવાન છટાદાર રંભા હતી કે તેની ફુટતી યુવાનીની લ્હેર, મચેલી બાલીકાની કાન્તિ અને તેના હાવભાવના લક્ષણ વર્ણવવાને ખુદ મકરધ્વજ જે કામદેવ તેપણ અસમર્થ છે. એવી યુવાન કામકુંડલા કામાવતીનગરીમાં તમામ સ્ત્રી રત્નમાં કોહીનુર મીશાલે મનાતી. જો કે તે શણગાર

સજવાને પોતાની ચાતુર્યતા પુર્ણ બતાવતી નહીં તોપણ મહારાજાની પરીપુર્ણ કૃપાને પાત્ર થઈ હતી. સરસ અને આનંદિત ગાયન કરી હમેશાં મહારાજાને રંજન કરતી. આજ સમયજની અંદર કામકુંડાએ નીચેનું પદ ઉપાડયું.

મન મોહન મન હરતા હમારો, હરત હરખ રઘુરાય;
જાહા સમરન સુંદર સોહાવત, તહાં તહાં વો રઘુરાય. ટેક.
સુંદર નહવર ઘાત ઘાટ ત્રટ, જાત રાત દિન આય;
પલ ભરમે મોહે ચન હરત હરે, કાહે કહુંમે બાત. મન મોહન૦
પાલવ ઞહી કહે ગીરધારી, તું ક્યોં ગભરૂ ગભરાય;
સ્યામ સુંદર યૌં છેલ બની, મોહે વાર વાર સમજાય મન મોહન૦

આટલા ગાયનથી તો સભા દીગમુઢ બની ગઈ, ગાયન અને કામકુંડાના હાવભાવે સઘળાને આંધળા અને ભાન વિનાના કીધા. પણ વખતોવખત કામકુંડલાનો રાગ ઠેસ ખાતો તે કોઇ નીપુણ વગર પારખી શકયુ નહીં. રાગ જે અચકવા લાગતો અને તબલાની સાથે જે બળતો નહિ તેની ખોટ એ નીપુણ કામકુંડલા પડવા દેતી નહીં, પણ ઓર વિશેષ મધુરતા બતાવવા લાગી.

રૂમઝુંમ રૂમઝુંમ ઝાંઝર બોલત, ઘુઘરૂકો ઘમકાર;
ફર ફર મોરો પાલવ ફરકત, ત્યૌં ત્યૌં સ્યામ લલચાય. મન૦
પાપ પલાયન હુવે પલકમે, કરી દ્રષ્ટી મોરાર;
વાર વાર મેં વારી તોહે પર, બલીહારી રઘુરાય. મન૦
વવત દોબત ખસલત સુંદરકી, બય નીરખનસેં જાત;

બલીહારીમેં તોહી સુરતપર, સમરતકું દિન રાત. મન૦

આવું શૃંગાર રસ ભરિત અને માર્મિક ધર્મ બોધરૂપ ગાયન ચાલુ છે તેવામાં એક અનુચર આવી વંદન કરી મહારાજા સમક્ષ બોલ્યો કે મહારાજ એક બટુક બ્રાહ્મણ આપણી દેવડીએ ઉભેલો છે અને કહેછે કે આ સભા સહીત રાય પણ મુર્ખજ છે. આનું શું કારણ તે હું સમજતો નથી.

એકદમ ગાયન બંધ કરાવ્યું અને મહારાજ વિચારમા પડ્યા. આનું શું કૃત્ય થયું હશે જે સઘળી સભા સહીત હું મુર્ખ ઠર્યો. માટે આનો ખુલાસો પછવો જોઇએ. અનુચર સાથે ખુલાસો પછાવતાં એમ ખુલાસો આવ્યો જે "આ ગાયન કરનાર ગુણકા ગાયન કળામાં અત્યંત ચતુર છે પણ સઘળા ગવૈયાની વચ્ચે જમણી તરફ જે મૃદંગ વગાડનારો બેઠેલો છે તેના જમણા હાથનો અંગુઠો નહીં હોવાથી તાલનો તોડ બરાબર બજતો નથી તે ગુણકાની ગાયન કળાની ચતુરાઈથી આવતું નથી." આ સાંભળી તત્કાળ મૃદંગ વગાડનારની તપાસ કરી તો ખરેજ તેના જમણા હાથનો અંગુષ્ટ તુટેલો એ બુંઠો હતો. એટલે વગાડવાની કળામાં એ અંગુઠા સિવાય ખામી પડતી પણ કુશળ કામકુંડલા તેની ખામીની કાંઇ દરકાર રાખતી નહીં. કારણ તેનામાં કોઇ ખોડ કાઢનાર હતું નહીં જે તેને નીચું જોવું પડે. આવી મોટી ભુલ કોઈના દેખ્યામાં આવતી નહીં અને મહારાજા પોતે પણ તે જાણી શકેલા નહીં છતાં ગાયન

કળામાં કુશળપણું બતાવતા તેથી તેને પણ શરમાવા જેવું થયું. આ ઉપરથી બટુક મહારાજને તેણે સભાની અંદર માન સાથે બોલાવ્યે.

મુખે માધવની સભામાં જવાની અત્યંત ખુશી હતી તેવામાં માન મરતબાથી મહારાજાનું તેડું આવ્યું તેથી તેની પ્રતિષ્ટાએ કાન્તિમાં ઓર વધારો કર્યો.

માધવ સભામાં આવ્યો અને મહારાજાને આશીર્વાદ આપ્યો. મહારાજાએ માધવ પ્રત્યે માંગલીક શબ્દથી મીઠા વચને મળી પોતાની પાસે બેસાર્યો. તથા તેને અર્ધાસન તથા પંચાંગ પ્રસાદથી સંતાપી વિપ્રયોગ્યતાનાં વખાણ કર્યા.

"બાપદાદાનો વંશ કાંઈ પૂજાતો નથી પણ સૌ કોઈ સ્વગુણેજ પૂજાય છે વાસુદેવ (કૃષ્ણ) ને સર્વ કોઈ નમે છે પણ તેમના પીતા વસુદેવ યાદવને કોઈ નમતું નથી માટે સર્વમાં સગુણજ શ્રેષ્ટછે." માધવે નમ્રતાથી મહારાજા પ્રત્યે કહ્યું.

માધવની કાન્તિ, તેનું મનહર સ્વરૂપ, મારકણીઆંખ, બોલવાની લાવણ્યતા તથા વિશેષ સ્વરૂપ એ કામકુંડલાને સ્તબ્ધ બનાવવાને બસ હતા. તે સ્તબ્ધ બની—પોતાના સ્વરૂપની અભીમાની અવતારી અપસરા—કામકુંડલા પોતાને શ્રેષ્ટ સમજતી. તે અહંકાર આજે માધવને નીહાળતાં ગયો. "શેરને માથે સવાશેર હોયજ" એ કહેવતે તેને ખાત્રી આપી. પોતાની ગાયનકળાની પ્રવીણતા ઠીક અવસર આવ્યો જાણી તેણે સઘળી કળાઓ પ્રકાશી. પોતાની કળાની પ્ર-

વીણુતા બતાવાનો આ ઠીક સમય છે એમ જાણી.તે અત્યંત હરખાણી. પોતાની ગણુના કરનાર માધવ આવેલો જાણી વિશેષ પ્રફુલ્લિત થઇ અને વિચારવા લાગી. "કામસેન મહારાજથી પણ ગાયનકળામાં કુશળ માધવ સહસ્ત્ર કામસેન સરીખો પૂર્ણ પરીક્ષક છે માટે તેને પ્રસન્ન કરવો એ મારો ધર્મ છે" એમ કામકુંડલાના મનમાં હસ્યું.

કામસેન મહારાજની પાળેલી તથા તેની આશ્રયી કામકુંડલા માધવને જોઈ ચિતભ્રમિત થઇ. પોતાનું તનમન તેણે માધવને અરપ્યું અને અંતઃકરણથી માધવને પોતાનો પ્રાણપતી ઠેરવ્યો. "ગુણુજ સઘળે પૂજાય છે—વંશ પૂજાતો નથી" એટલીજ બોલીયે કામકુંડલાનું હૃદય ગીર્યુ હતું. ગુણુથી સર્વ શ્રેષ્ટ થાય છે, ત્યારે પોતાના ગુણ છાના રાખવા કામકુંડલાને કેમ ગમે? કામસેન મહારાજ આગળ બતાવેલી પ્રવીણુતા નીર્થક ગએલી, પણ "ગુણુજ સઘળે પુજાય છે" એમ માનનાર માધવ આગળ પોતાની કળા બતાવી તેને પણ વિશેષ ખાત્રી કરી આપવી એ કર્તવ્ય પોતાનુંછે એમ કામકુડલાએ વિચાર્યું. "સર્વ અબળાઓને ઘાયલ કરનાર માધવને મારેજ ઘાયલ કરવો." જાણે કેમ પતીપત્નીનો નીકટનો સંબંધ પૂર્વ જન્મથીજ બંધેલો ન હોય તેમ કામકુંડલા માધવને નીરખવા લાગી અને માધવને કામબાણથી ઘાયલ કરવા લાગી. કામસેન મહારાજની સભામાં એક ચંદ્રપ્રકાશનો હતો તેને બદલે બએ ચંદ્ર પ્રગટ થવા લાગ્યા.

કામકુંડલા હવે નાટચારંભ પરવળી, હાથના હાવભાવ,

આંખના કટાક્ષ અને ચંદ્રવદનમાંથી મંદમંદ ગાયન મધુ-રતાની સાથે પ્રવીણ નૃત્યાકારિકાએ શરૂ કર્યું. ચાલપરચાલ અને નૃત્યપર નૃત્યથી પોતાની પ્રવીણતા પ્રકાશ કરવા લાગી. નહીં જામેલો એવો સરસ રસ હવે કામસેન મહારાજની કચેરીમાં માધવ આવે મચી રહ્યો. મસ્તકપર જળભરીત કળશ સહીત તેણે તાલપર નાચ શરૂ કર્યો. નાચની છટાએ કરી પેહેરેલાં આછાં ચીરમાંથી કરેલા ચંદન લેપ સઘળાનાં મન હરણ કર્યા. અને તાનપર તથા નાચપર ડોલવા લાગ્યા તેવામાં એક ભ્રમર સુગંધ આવતા સ્ત્રી સ્તનરૂપ પુષ્પ ઉપર બેઠો અને તેને પુષ્પ લેખી તેમાંથી પુષ્પ રસની પેઠે ડંખ-મારી ચુસવા લાગ્યો. પોતાની કળા બરાબર પ્રકાશ કરે છે તેવામાં આ વિઘ્ન કામકુંડલાને દુસ્મનરૂપ થયું. પોતાને અત્યંત કષ્ટ એ ભ્રમરથી થાય છે પણ નાચની અંદર જરાપણ ખામી આવવા દીધી નહીં. હાવભાવ કટાક્ષ અને નૃત્ય ચાલુજ રાખ્યું. પીડાએ કરી શ્વાસપર શ્વાસ આવવા લાગ્યો અને પરશેવાના બીંદુએ કરી કામકુંડલાનું મુખારવીંદ પલળ્યું એટલે નીરૂપાય થઇ. ગાયનમાં એટલી ખામી આવી કે તાલત્રોડામાં રાગની અંદર શ્વાસ ચડાવી પાછો ભ્રમરપર મૂક્યો જે લાગવાથી તે ઉડી ગયો. ગાવામાં એટલી ખામી કોઇએ જાણી નહીં. ખોટું મૃદંગ વાગતું કોઈ જાણતા નહીં ત્યારે આટલી ખામી તો કેમજ જણાય. તોપણ માધવનું કોમળ મુખ કાંઈક કામકુંડલા તરફ ખુશીથી મલક્યું અને તેણે પોતાની ભૂલ કેવી રીતે છુપાવી તથા તેમાં પણ

કેવી પ્રવીણતા વાપરી તેને માટે શાબાશી આપતું હોય તેવું જણાયું. કામકુંડલા શરમાણી અને ગાયન બંધ કર્યું. ઘેલા થએલા સભાજનોના જાણવામાં આ વાત આવી નહીં પણ માધવ તે સઘળું કળી ગયો હતો.

આવા આચરણથી માધવ ખુશ ખુશ થઈ ગયો અને પંચાંગ પ્રસાદ એકદમ કામકુંડલાને બક્ષીસ દાખલ અર્પણ કર્યો.

આથી કામકુંડલાની કળા વધી અને પોતાનું કાર્ય સ્તુત્ય થયું છે તે માટે હરખાણી અને વદનથી બોલીકે "દાન કરવાથી હાથ શોભે છે પણ કંકણ પેહેરવાથી શોભતા નથી, કાનકુંડળ પેહેરવાથી શોભતા નથી પણ પરમેશ્વરની કથા શ્રવણ કરવાથીજ શોભે છે. ચંદન લેપથી શરીર શોભતું નથી પણ પરઉપકારરૂપ ચંદન લેપથી શોભે છે."

"નવાં ફળ આવતી વેળાએ વૃક્ષ પણ નમી જાય છે પણ તે ઉંચા ચડતાં નથી. નવુ નીર ભરાવાથી વાદળાં કોઈ ઉંચા ચડતાં નથી પણ નીચાંજ આવે છે તેમ સત્પુરૂષોને સમૃદ્ધિ મળે છે તો તે નમ્ર થાય છે એવો પરોપકારી પુરૂષનો નિયમ છે." —

આટલું કામકુંડલાથી માધવ પ્રત્યે બોલી જવાયું પણ પાછી જીભ બોલવાને જરાપણ ઉપડી શકી નહીં.

માધવનું વસીકરણ સરખુંરૂપ નીહાળી કામકુંડલાને કામાગ્ની વ્યાપી પરવશ પડી માધવની સામને સાત સલામ કરી નીચું નીહાળી શરમાતી હોય તેવી રીતે બેઠી. ઉંચી

દ્રષ્ટી કરી શરૂવાતમાં માધવનું જે સ્વરૂપ નીહાળેલું તે પાછું નીહાળવા મીટ માંડી શકી નહીં. શરમના ભોજ્નમાંથી તેનાં ચક્ષુ માધવ પ્રત્યે ઊંચા થઈ શક્યાં નહીં. જાણે કેમ પોતાનો પ્રાણપતી હોય તેમ તેની વૃત્તિ માધવ તરફ વળી. હવે માધવનુંજ ધ્યાન મનમાં ધરવા લાગી અને અવરજનોને ભાઈ બાપની દ્રષ્ટીએ દેખવા લાગી. સભામાં ન શરમાતી કામકુંડલા હવે માધવને લીધે સભામાં લજ્જિત થઈ- શરમથી ઘુંઘટ તાણ્યો–તેની કાયા થરથરવા લાગી–વ્યોમ વ્યોમ કામ વ્યાપી રહ્યો–ચાલવા ઉઠવા કે બોલવાની ગતી બંધ થઈ અને સ્વરહિનબની; માધવને લીધે કામકુંડલા રાય તરફ પણ નીહાળતાં શરમાણી. જાણે પતી દેખતાં પરપુરૂપ ગમનમાં સ્ત્રીને જેવી બીક લાગે અથવા ભોંઠી પડે તેવી હાલત આજે કામકુંડલાની સભાની અંદર બની આવી રહીતી કામકુંડલાની નીહાળી રાજા વિચારમાં પડ્યો અને માધવ આવવાથી કામકુંડલાની પ્રકૃત્તિમાં ફેર પડી ગયો છે એમ જાણી લીધું.

"સર્વ ગુણ સંપન્ન માધવ! તમારૂં પધારવું આ તરફ કેમ થયું? આપનો નીવાશ ક્યાંછે" મહારાજાએ અતી આતુરતાથી પ્રશ્ન પુછ્યો.

મહા પ્રતાપી પુષ્પાવતીના ગોવિંદ ચંદ્ર મહારાજનો હું આશ્રયી માધવ કરીને વિપ્રછું કોઈ કારણથી મારૂં ત્યાંથી નીકળી જવું થયું છે અને વખાનો માર્યો એક નગરીના વિખ્યાત રાજાને ત્યાં વિશ્વાસ પાત્ર ઠરતાં રહેલ છું. ત્યાં મન નહીં

માનતાં આ તરફ નીકળી આવ્યોછું. ચાલતા આ નગરી અથાગ શોભા નીહાલવા પ્રવેશ કર્યો અને રસ્તે ચાલતાં રાગધ્વની સાંભળી હું તે સાંભળવા આપની દેવડીપર જરા થોભ્યો. જે રાગ સંભળાતો તેનો તોડ તુટતો તેથી મને તુચ્છકાર આવ્યો અને ઢા ઢંગ વિનાનું ગાયન સાંભળી મસ્તક નમાવ્યું અને મનમાં આણ્યું કે આ સભામાં કોઈ પરીક્ષક નથીજ સઘળા મૂર્ખજ છે. નહીંતો ખોડ વાળું ગાયન તેમને પસંદ કેમ પડે. એટલામાં આપના અનુચરનું મને તેડું આવ્યું જેથી હું તમારી સમક્ષ સભામાં હાજર થયોછું. આપની ઈચ્છા મારી હકીકત સાંભળવા તલપી રહી હતી તેવીજ રીતે મેં પણ તમને કહી સંભળાવીછે. આ શિવાય જાણવા જોગ વિશેષ હકીકત નથી.

પુષ્પાવતીથી નીકળેલા માધવાનળનું શું થયું અને તેની ઉપર કેવી કેવી આપત્તિઓ પડી તે તપાસીએ.

મહારાજા ગોવિંદચંદ્ર મહારાજના વિકાળ ઝપાટામાંથી મુક્ત થઈ નીકળેલો માધવ પોતાને ઘેર ગયો. અને થયેલા બનાવ માટે અફસોસ નહીં કરવો એમ માત પીતાને બોધ કરવા લાગ્યો. નૃપતિનો અત્યંત કોપ થયોછે, અને નગરમંડલનો દ્વેશ ભાવ વધારેછે તેથી નગરમાં રહેવાથી જીવને જોખમ પહોચશે એમ તે નક્કી ધારતો હતો. માટે પલવાર પણ ન રોકાતાં દુખીયારાં માબાપને ધીરજ આપી તે ત્યાંથી નીકળ્યો. પોતાનું રૂડું થાય અને માબાપની વૃત્તિઓ શાંત પ-

કે તેવા ઉપાય પુષ્પાવતીમાં રહી કરવા એ માધવને નીરર્થક લાગ્યા. પોતાની રક્ષા કરનાર ખરો પરમેશ્વરછે અને તે સઘળાંને શ્રજેછે, પાળેછે, પોષેછે તથા અંતે તેજ સંહારેછે ત્યારે તેના આગળથી નાશી કયાં સંતાવું તથા તેની અંદર પરીતાપ શાકારણ કરવો એવી ધીરજ વૃદ્ધ માતપીતાને તે આપવા લાગ્યો. પરમેશ્વરે જે સુખ દુખ આપ્યાંછે તે માથે પડે સહેવા સવાય કાંઈ છુટકો નથી. માટે જેથી કયાં નાશી સંતાવાય એમ તે સમજાવવા લાગ્યો. સુખદુઃખનાં અચિંત સંગ્રહ આ ભવમાં આવી પડેછે તેને તે પ્રમાણે સહેવાં જોઈએ. સગળાનો કર્त્તા એક ઈશ્વર છે તો તે પાળશે એ ખચીત છે. માણસના ખાસ ફરજ છે કે પરમેશ્વરથી બીને ચાલવું અને જે સુખ દુખ તે આપે તેમાં તે પ્રમાણે ચાલવું. હાલ વખત સુધી અત્યંત સુખ આપ્યું તો હવે દુઃખ પણ સહન કરવુજ જોઈએ. એવી રીતે અનેક બોધથી માતપીતાને ધીરજ આપી તથા પોતાની (માધવની) કશી ફિકર ચિંતા નહીં કરવાનું કહી તે વિદેશ તરફ વીદાય થયો.

અનેક વનો, ઉપવનો, રણો, જળાશયો, શેહેર, નેહેર અને ડુંગરા ખેડતો માધવ મહા મહા સંકટો ભોગવી અનંતપુરની નિર્મળા નદીના તટપર આવી ઉતર્યો. સ્વરૂપવાન માધવની કાંતિ. પરમેશ્વરે ઓરજ બનાવી હતી. થાક અને દુખે કરીને પણ તેની કાંતિ ક્ષીણતા પામી નહીં હતી. રસ્તાની રજે તથા પરીશ્રમે તેનું કુમળું મુખારવિંદ કુમળાયું

હતું ખરૂં, પણ સ્વરૂપમાં ખામી નહીં પડતાં ઓરજ શોભા બનાવતું હતું. થાકેલો માધવ એક તરફ વિશ્રામ લેતો હતો. તેવામાં પુરપતીની રાણીની સુલક્ષણા નામની દાશી ત્યાં જળ ભરવા આવી, માધવની કાંતિની વાતો ઘાટપરની સ્ત્રી-ઓમાં થતી હતી તેમાં તે પણ સામેલ થઈ. માધવને નીરખવા સારૂ તેણે અનેક ચાળા ચેટક કરવા માંડ્યાં અને કોઈ પ્રકારે તેની જાત ભાત જણાઈ આવે તેવી ઈચ્છાતુર થઈ. પોતાનો કળસ પાણીમાં ધોતી ધોતી તે માધવ તરફ ચાલી આવી. માધવની સ્નાન વીધી તથા પુજાપાઠપરથી તે વિપ્ર છે એમ સુલક્ષણાએ પારખી લીધું. તેની સાથે તે વખાનો મારેલો દુખિત થયેલો છે એમ પણ તે માધવઃ ની સ્થીતીપરથી સમજી ગઈ. એ તેણે માધવના કમળા મુખ અને નિઃશ્વાસ શ્વાસપરથી જાણી લીધું. સુલક્ષણા કાંઈ ન બોલતાં જળ ભરી જોતી જોતી એકદમ ચાલી ગઈ. જાણે માધવે કેમ તેને સ્નેહપાસથી બાંધી હોય અને તેમાંથી છૂટવાને બળાત્કાર કરતી હોય તેવી સ્થીતિ સુલ-ક્ષણાની જણાતી હતી. સુલક્ષણા પણ અનેક કામપીડા-થી પીડાતીજ હતી અને તે માધવના મોહપાસમાંથી જેમ તેમ છુટીને પોતાની રાણી હજુર પહોંચી ગઈ તથા અતથી ઈતિ માધવની કથા કહી.

જોવા સરખા એ વિપ્રસુતની દાશીએ વાત કહી કે તત્કાળ રાણીએ મહારાજ પ્રત્યે અરજ કહાવી અને તેને માનઅકરાન સાથે શેહેરમાં વધાવી લેવાની ઈચ્છા જણાવી. મહારાજા

પણ એ પુરૂષનાં વખાણ સાંભળી પાણી પાણી થઈ ગયો અને તુરતની તુરત મહારાણીની આજ્ઞા મસ્તકપર ચડાવી સ્વીકારી. એક અનુચર સાથે તેને ઘટીત માન સહીત તેને સભામાં બોલાવ્યો. વિમળ વાણીથી મહારાજાને જેજે આશીરવાદ માધવે આપ્યો. તેથી મહારાજાનું હૈયું હીમ સરખું ઠર્યું તથા તેના ઉપર અત્યંત ખુશ ખુશ થઈ ગયા. એ વખત માધવને જોઇ મહારાજાની એવી હાલત થઈ હતી કે મહારાજા માધવ વગર આંધળો ભીંત બનતો. એ સઘળું માધવની વિમળ વાણી અને મોહક સ્વરૂપથી થયું હતું.

માધવ પોતાની વાણી સ્વર તથા રૂપેરંગે નકશીદાર ચેહેરેથી સર્વને ભાવી ગયો હતો. પુષ્પાવતીની સ્ત્રીઓ તેથી ઘેલી બનેલી હતી. પણ અનંતપુરની સુંદર સ્ત્રીઓના વૈભવ તોડવા આ કામદેવ અહીં ફરકવા લાગ્યો. મંત્રીશ્વરની સ્ત્રીને માધવ દર્શનનો લાભ નહીં મળેલો તેથી કાંઈ નીમીત કહાડી તેણે તેને ભોજન આરોગવાનું આમંત્રણ મોકલ્યું. માધવે અત્યંત ખુશીથી સ્વીકાર્યું. સમય પ્રમાણે માધવ મંત્રીને ત્યાં જમવા ગયો અને ત્યાંથીજ જે અનંતપુરીમાં માધવનો સુખનો સુર્ય ઉદે થયો હતો, તે સુર્ય મંત્રીના ઘરમાંથી અસ્ત થવાનો અવસર આવી ચડ્યો.

માધવ જમવા પેહેલાં નિર્મળ જળથી સ્નાન કરી ગૃહમાં પેઠો. તે અતીરૂપે કરી ચળકતી વિજળી સરખો દીપતો હતો. તેના શરીરના પીળા પ્રકાશે કરી મંત્રીશ્વરનું ગૃહ સુ-

વર્ણમય દીસવા લાગ્યું. તેના ચપળ ચક્ષુઓ જાણે સર્વ હરીણીઓનાં આંખનો નમુનો હોય તેવી હતી. તેમાંની કામણગારી કાળી કીકી ચકળ વકળ થયાં કરતી હતી. તેની નાશીકા લાંબી અને ઊંચી હતી. નવયૌવનનો રાગ હજી તેના હૃદયમાં પ્રવેશ કરી શક્યો નહતો તેથીજ તેના અધર પાકા ઘોળા જેવા લાલચોળ દીપતા હતા. યુવાનીનાં પ્રાધાન્ય ચિન્હ—દાઢી મૂછના વાળ હજી પ્રગટ્યા હતા નહી તેથી તેનું નમણું મુખારવિંદ હરેક મનુષ્યનાં મનહરણ કરતાં હતાં. મદન ધનુષ્યના પણછરૂપ યજ્ઞોપવિત તેણે ધારણ કરેલું હતું. એક હાથમાં તેણે કમંડળ ધારણ કરેલું હતું જેના ઉદરની મધ્ય બિંદુરૂપ નાભીમુદ્રા વિદ્યારૂપ અનેક નદીઓના સંગમરૂપ જોડાણ બતાવતી હતી. ઉદર ઉપર આછા સોનેરીવાળ વિશેષ શોભા ધરતા હતા. આકાશગંગાના જળમાં ધોએલું અને વૃદ્ધ ચકોરના નયન સરખું લાલાશ મારતું રેશમી અબોટીયું તેણે શરીરપર ધારણ કર્યું હતું. બ્રહ્મચર્યનો તે ચીતાર હતો. સરસ્વતીનો ભંડાર હતો. વિદ્યા દેવીઓનો જાણે પતી હતો. અને ગાંભીર્યતાનો જાણે પ્રતીમારૂપ હોય એમ અબોલ બોલે દ્વારમાં પ્રવેશ કરતો હતો. ગૃહમંડળમાં જાણે એક સુર્ય પ્રગટ્યો હોયની શુ તેવી રીતે એ ગૃહમાંથી તિમિરતા નાશ પામી. તેની સાથે મંત્રી રાણીના હૃદયમાંથી પણ અનેક વરસોથી ભરેલો પ્રેમરૂપ તિમિરનો પણ નાશ થઇ ગયો.

મંત્રીરાણી આ કામદેવને જોઇ વિવહળ બની કામપાસ-

માં વીટાણી. માધવ ઉપરના પ્રેમની પરીસીમા બની પણ સ્વપતીની સંગાથ હોવાને લીધે અધીક લજિત બની પીરસતી વખત આસપાસ નીહાળવા લાગી. પોતાના શરીરને સંકોચતી તથા વસ્ત્રથી શરીર આચ્છાદન કરતી સુંદરી માધવની પાસે જેમ જેમ આવતી ગઇ તેમ તેમ તેની પ્રકૃતિ, રીતભાત, હાવભાવ અને કટાક્ષમાં ફેર પડવા લાગ્યો આ કામદેવને નીહાળી તે પરવશ પડી અને પોતાના પ્રાણપતીને તેની આગળ તુચ્છ ગણવા લાગી. સ્વપતી પાસે છે તેનું ભાન રાખવા જતી પણ તે ભાન રહેતું નહીં. અને પતીવૃત્ત સાચવવા જતાં ગભરાણી તેનું હૈયું તેના હાથમાં રહ્યું નહીં. દીર્ઘશ્વાસ મૂકતી, ઝીણી દ્રષ્ટીએ માધવન દર્શન પાન કરવા લાગી. હરવખત તેની પ્રતી ઉભી રહી જાણે કાંઇ અર્પણ કરતી હોય અથવા કાંઈ માગતી હોય એવી દિસવા લાગી. જાણે કમ માધવમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખતી હોયની શું! અથવા મદનથી હારીને તેનાથી રક્ષણ પામવાને મદદ માગતી હોયની શું! તેવી રીતે માધવ સમીપ એક દ્રષ્ટીએ નીહાળી રહી. ઘણી વાર સુધી જોઇ રહી જાણે કેમ વિચારતી હોયની કે આ નિંધ અને નીચ કુકર્મ અયોગ્ય રીતે આદર્યું તેને માટે લજિત થવું પડશે તો ?! એવું વિચારતાં પણ માધવને નીહાળતાં ધરાઇ નહીં. તે ત્યાંજ સ્તબ્ધ બની ગઈ. જાણે કે ચીત્રેલી, કોતરેલી, બાંધેલી કે મૂર્છામાં પડેલી હોય તેવી બની.

આવી અવસ્થામાં એ જીવવાળી મંત્રીની રાણી આવી પડી, તોપણ તેણે બન્યો તેટલા શ્રમથી પોતાનો પ્રેમ ઢાંકી રાખ્યો. કામદેવને જાગૃત નહીં થવા દેવા સારૂ શ્રમ પડતાં શ્વાસોશ્વાસ થવા લાગ્યો, આખું શરીર કંપવા લાગ્યું, પરશેવાના શ્વેતબીંદૃથી તે પલળવા લાગી અને લજ્જાથી ગળવા લાગી. તેના ગાત્ર થરથરવા લાગ્યા એવી અવસ્થા માધવને જોવાથી બની.

પોતાની આવી સ્થીતી થઇ તથી રાણીએ નિશ્ચય કર્યો કે હવે તેની પાસે વધારે વાર વખત ગાળવામાં માલ નથી. ફક્ત તેના શરીર આકારજ જોવાથી મારી આવી સ્થીતિ થઇ અને શરીર પરવશ થયું છે. મારૂં અંતઃકરણ તે તરફ બહુ વળેછે અને પાપ કર્મ સુચવે છે. તોપણ જ્યાં સુધી હું સચેત છું તથા મારામાં થતા વિકારો તેણે નીહાળ્યા નથી. ત્યાંસુધી યોગ્ય છે કે મારે આ સ્થાનમાંથી નીકળી અવર સ્થળમાં જવું જેથી આવી સ્થીતિ થતી અટકે અને કામ બાણથી બચી પવિત્ર રહું.

તરત તેના પગમાં જોર આવ્યું. આંખો મીંચી તે જેવી પાછી વળવા જાયછે તેવોજ સ્નેહનો ઉભરો સમાસ કરી શક્યો નહિ, અનેક ધારાઓથી તેનું શરીર ભીનું થયું. તેની દિશાઓ જાણે પડી ગઇ, ગાતળ શીતળ થઈ ગયાં, પતિ સૈયામાંથી જાણે કેમ ઉઠી હોય તેવી સ્થીતિ તેની બની ગઇ. એ સગર્ભા સ્ત્રી છતાં પણ ધાતુ વિકારોથી ખ-

ક્ષિત થઇ. સગર્ભા સુંદરી રજસ્વળીત ધર્મમાં પાછી પડી.

માધવ જેવો આવ્યો હતો તેવોજ જમી પાનસોપારી લઈ પોતાને સ્થાનકે ગયો અને કાંઈ ન બોલેલો તે વિચાર સાગરમાં પડ્યો. વસ્ત્ર પેહેરી પાવડીઓપર ચડી રાજાએ આપેલ વિશ્રામ સ્થાન તરફ તે આવવા નીકળ્યો અને આ-રામમાં પડ્યો. પોતાથી રાણી કામવશ થએલી તેણે જાણી પણ તેનો ગર્ભ પડી ગયાની તેને ખબર પડી નહીં.

માધવને મેળાનગતી આપવાથી પ્રધાનને સંતાન પ્રાપ્તની જે આશા હતી તે હણી. માધવ ઉપર રાણીનો જે સ્નેહ થયો તેના પરીણામે રાણીનો ગર્ભ ગળ્યો.

મંત્રીશ્વરની પ્રકૃતિ આ વાત જાણી બગડી. એકદમ મ-હારાજા અલકશેનની પાસે ફરીઆદ માટે આવ્યો. અને સઘળી બનેલી હકીકતથી તેને વાકેફ કર્યો. આવી બીના જાણી રાજા વિચારમા પડ્યો. અને ક્રોધાયમાન થઇ તેને દેશ તજાવવો એવો નિશ્ચય કર્યો. પેલો માધવ જાણતો નહીં હતો કે ફરી એક વખત મારે આ દેશ તજી બીજા દેશમાં જવાનો વખત આવશે. તેથી તે નિશ્ચિંત બની પોતાના વિશ્રામ સ્થાનમાં આરામધામાં પડ્યો હતો. અનુચરોએ આવી એકદમ હુકમ સંભળાવ્યો એટલે તેને ભ્રાંતિ આવી કે આતે સ્વપ્નાવતમાં છે કે સાચેસાચું નીહાળુંછું. તેનો નિર્ણય કરવાનો અવસર પણ તેને આપ્યો નહીં. તેને ત્યાંથી તત્કાળ વિદાય કર્યો એટલે અવરસ્થળે જવા પંથે પડયો.

સંકટ સહન કરી માધવ વન ઉપવનોના જળાશય ઉલંઘી આગળ ચાલ્યો. અને ઘણેકાળે કામાવતી નગરી આવ્યો. કથા પ્રસંગ ચાલે છે તેવારે માધવ કામસેન મહારાજની સભામાં બીરાજતો હતો અને મહારાજની અનેક પ્રસન્નતાને પાત્ર થયો હતો. કામકુંડલાના નૃત્ય પ્રસંગ સમયે માધવ સભામાં પ્રવેશ કરતો હતો. તે વખતથીજ સ્વાભાવિક રીતે તે પીયુને નીહાળી જેમ સદ્ગુણી નારી લજ્જાયમાન થાય તેમ તે એકદમ માધવને દેખી લજ્જિત થઇ હતી. પોતાનો જેમ પ્રાણધાર પતી હોય અને દેખતાં જેવો ઉભરો થાય તેવો ઉભરો માધવને દેખતાં કામકુંડલાને થયો. જ્યારે નાટચારંભની આજ્ઞા માધવ તરફથી કામકુંડલાને થઈ ત્યારે જેમ આજ્ઞાંકિત સ્ત્રી પોતાના પ્રાણધાર પતીના વચન પાળવા તત્પર થાય તેમ તે એકદમ હુલ્લાસની સાથે તૈયાર થઈ અને પોતાની અનેક કળાઓ પ્રકાશિત કરી માધવને અત્યંત પ્રિય બનવા લાગી. શૃંગારરસથી જેમ પ્રિયા પ્રાણપતીને રીઝવવાને કાજે અનેક કાર્યો કરેછે તેમ કામકુંડલા અનેક રાગરંગથી માધવની પ્રિતિ સંપાદન કરવા તત્પર અને ખંતી થઈ. અંતે કામકુંડલાની પ્રવિણતાથી પ્રસન્ન થઇ માધવે પોતાનો પંચાંગ પ્રસાદ સ્વહસ્તે કામકુંડલાને બક્ષીસ દાખલ આપ્યો. જેથી અનેક પ્રસંસાઓ કરી કામકુંડલાએ માધવની સ્તુતિ ગાઈ. અને તેનીજ થઇ રહી હોય તેવી પોતાની પ્રકૃતિ પ્રકાશિત કરી. એ અવસ-

રમાં કામકુંડલાની અને માધવની હાલત કામપાસથી કેવી બની હતી? તે પ્રકાશ કરવું દુર્લભ છે. જેમ પરમેશ્વરના ગુણ સહસ્ત્રમૂખી શેષથી પણ ગવાઈ રહ્યા નથી અમ સ્રૂંગારરસ ભરિત પ્રીયા પ્રીતમના પ્રેમાલ દિલના ઉભરા અનેક કલમોથી લખાઈ પૂર્ણ થઈ શકતા નથી. તે સદા અપૂર્ણજછે.

પોતાના પ્રાણધારપતીને કામકુંડલાએ હવે કામાંધી વેશે ઓળખ્યો. મારો પાલનહાર અને સદાનો સાથી આજ છે. એવી વૃત્તિ તેના તરફ બતાવી. તમે મારા પ્રાણધાર છો એવી ઇચ્છા બતાવવા સારૂ પંચાંગ પ્રસાદ ગ્રહણ કરતી વખત જાણે કેમ પોતાનો પાણી ગ્રહણ કરવા દેતી હોય તેવો પાતળો અને સુશોભિત હાથ માધવ તરફ લંબાવી પીયુવિના દુઃખે ગળી ગઈ હોય તેવી રીતે વાંકી વળી નીચા ચક્ષુએ અદલ બજાવી નમન કરી તે પ્રસાદ લઈ લીધો. કામકુંડલાની પોતા પ્રત્યે આવી વૃત્તિ કોઈ દિવસ પણ થઇ નથી. અને આજે આ માધવને નીહાળી આવી ગળી ગઇ છે તે જાણીને મનમાં નક્કી કરી લીધું કે આ ખચિત માધવનેજ ચાહેછે. આ સ્ત્રી રત્ન હવે માધવ આવવાથી મારા કરમાંથી જવાનું. માટે તેને અત્યંત અદેખાઈ આવી. વાંકી નજરે ક્રોધાયમાન થઈ બંને તરફ નીહાળવા લાગ્યો. એવામાં કામકુંડલાના વચનોએ તેને વિશેષ ક્રોધાયમાન કર્યો.

"સ્ત્રી સંસારમાં ક્યારે સુખરૂપ હોયછે કે જ્યારે તે પોતાના પ્રાણધારપતીની સૈયાની ભાગી થતી હોય. સ્ત્રી ક્યારે

સુખી સમજવી કે જ્યારે પ્રાણપ્યાર પતીને સુખે સુખ તેને દુખે દુઃખ સહન કરી પતીના સુખદુખમાં સાથી થતી હોય. સ્રી ક્યારે સુખી કહેવાય કે જ્યારે યોવન રૂપ નવરંગ બાગબગીચાનો ઉછેરનાર રંગીલો પીયુરૂપી માળી હોય ત્યારે. અને સ્રી ક્યારે સુખી કહેવાય કે સઘળી રીતે પોતાના પ્રાણપતીના ધ્યાનસમરણમાં નિમગ્ન રહેતી હોય ત્યારે."

"પ્યારોપતી જે નારને નથી તેને આ સંસાર દુઃખરૂપ છે ત્યારે જે હું આ વેશ્યાઅવતાર ધરી પ્રાણપતીની ઓથ્થ વિનાની કેમ સુખી કહેવાઉં? પાતરનો અવતાર આ અવનીમાં ધરી અનેક પાપો કરી પાપકુંડ ભરવા કરતા યોગ્ય છે કે એક પતી આશ્રયમાં રહી મારા દહાડા નીરગમવા. એટલા માટે આ સભા સમક્ષ હું પ્રતિજ્ઞા લઈ કહું છું કે હવેથી મારે માધવ સિવાયના સઘળા પુરૂષો ભાઈબાપ તુલ્ય છે. અને હવેથી ધર્મવિધિએ હું માધવને મારો પ્રાણપતી સ્થાપું છું."

આ વાક્ય સાંભળી મહારાજા અત્યંત ક્રોધાયમાન દેખાયા. સભા સઘળી બરખાસ્ત કરાવી નૃપત્તિએ માધવને આ પ્રમાણે કહ્યું. "હે ભિક્ષુક મેં આપેલો પંચાંગ પ્રસાદ કામકુંડલાને શા માટે આપી દીધો."? "બ્રહ્મા, વિશ્નું, કે શીવજી કોઈપણ ગાયન સાંભળ્યા સિવાયના નથી. તો બીજાઓ તો સાંભળ્યા સિવાય કેમ રહે? અને તેનો બદલો આપ્યા સિવાય કેમ ચાલે?" માધવે અતી કડકડારીમાં

જવાબ આપ્યો.

મહારાજા આ શુણી જરા શાંત થયા.

"બ્રાહ્મણ, ગાયો, સ્ત્રીઓ, બાળક, તપસ્વી, જે માણસનું હમેશાં અન્ન ખાધુ હોય તે માણુસ અને કોઈ આસરાતળે આવેલ હોય તેટલાને મારવાં ન જોઈએ. હે ભિક્ષુક! તું પણ મારા આસરામાં આવી રહેલો છે એટલે તને વિશેષ સજા નહીં કરતાં દેશપારની સજા કરૂંછું. નહિં તો દેહાંત દંડને લાયક છો." મહારાજા ગુસ્સે થઈ માધવને ધમકાવ્યો.

" નપુશકમાં ધીરજ, જુગારમાં સત્યતા, સર્પમાં શાંતિ, સ્ત્રીઓને કામાગ્નીની શાંતિ, કાગડાઓમાં પવિત્રતા, મદ્યપાને તત્વનો વિચાર, તથા મિત્રતામાં અવિશ્વાસ એટલાને બનતુ નથી. વળી ઘણી કોશીશ કરીને શાસ્ત્ર ભણ્યા હોઈએ પણ પરીપાઠ હમેશાં ન રાખવાથી ખામી પડી જાયછે, રાજા મિત્ર હોય તો પણ હમેશાં ફરી જાયછે. સ્ત્રી બેઠેલી હોય પણ યત્ન પૂર્વક સંભાળ રાખતાછતાં પણ કદાપી જતી રહેછે ત્યારે આપ મહારાજા આવી રીતે ઉલટા ચાલોજ." માધવે ગંભીર ચેહેરાથી કહ્યું.

માધવ નમન કરી ચાલતો થયો અને વિચારવા લાગ્યો કે

"સૂર્ય પૂર્વથી પશ્ચિમમાં ઉગે, મેરૂ પર્વત કદી ચળામાન થાય, અગ્ની કદી શીતળ થઈ જાય. પથ્થરમાં કદી કમળ ફૂલ પ્રગટે, એટલાંવાંનાં થવાનાં નથી પણ ભાગ્યની રેખા કદી ફરે નહીં."

"જેના ભાગ્યમાં જે વસ્તુ લખેલ નથી તેની ઈચ્છા કરનાર પુરૂષને તે વસ્તુ મળતી નથી. જેમકે 'જે વખતે દ્રાક્ષ પાકે છે તેજ વખતે કાગડાઓની ચાંચ પાકે છે' એટલે તે વખતે કાગડાઓ ફળ ખાઈ શકતા નથી. કેમકે તેવું તેના ભાગ્યમાં."*

"જ્યારે વસંતરૂતુ આવે છે ત્યારે સર્વ વનસ્પત્તિને નવાં પાંદડાં આવે છે પણ 'કેરડાના વૃક્ષને આવતાં નથી ત્યારે શું વસંતનો દોષ છે.'? દિવસે સર્વ પ્રાણીઓ સુખેથી દેખે છે પણ ઘુડ દેખતું નથી તેમાં 'સૂર્યનો શું દોષ કહેવાય'? 'ચાતર ચાસમાં બપૈયાના મૂખમાં જળવૃષ્ટી પડતી નથી તેમાં મેઘનો શું દોષ'? એતો જે જેના ભાગ્યમાં લખેલું છે તે મટવાનુંજ નથી."

"વસ્તુ અવશ્ય થવાની છે તેને પલટાવવાને કોઈપણ સમર્થજ નથી. જેમ 'પોતાના શરીરની છાયા સ્વશરીરની આકૃતિસમાનજ પડવાની' તેમજ ભવિષ્યતા મટવાનીજ નહીં".

"સારી વસ્તુની આપણે ઈચ્છા કરીએછીએ અને તે વસ્તુ નથી મળતી તેમાં પ્રભુનો કાંઇપણ દોષ ન કહેવાય.

---

* ભાગ્યહિનકું કહામીલે, ભલી વસ્તુકો ભોગ;
દ્રાખ પકીતો મુખપકો, ભયો કાકકું રોગ.

( એક વર્તમાન ચર્ચાપરથી. )

એતો ફક્ત પોતાના ભાગ્યની વાત". ‡

મારૂં નશીબજ રંક તેમાં મારા પંડનો દોષ શો ? નહીંતો આવી રીતે આ સુખવિલાસમાંથી મારે કેમ નીકળવું પડે? એમ પસ્તાતો પસ્તાતો માધવ અવર મુલક જવાની ધારણાએ ગામ બહાર નીકળ્યો. અને પંથે પડ્યો. દુખી બીચારી કામકુંડલા કામ પાસથી બંધાએલી અને સ્નેહે કરી મોહાએલી પોતાનું રત્ન ગયું જાણી એકદમ સભામાંથી પરવારી તેની પાછળ ચાલી. અને પંથે પડેલા પરદેશીની આડે ફરી મધુર વાકયથી નીચાં નયન કરી શરમાતી હોય તેવી રીતે મધુર કંઠે પણ મંદ સ્વરથી બોલવા લાગી.

---

‡ पंचैतेपांडुपुत्राः क्षितिपतितनयाभीमसेनार्जुनाद्या ॥ शूराःसत्यप्रतिज्ञा । द्रढवरवपुषःकेशवेनाऽपिव्यूढाःतेवीराःपाणिपात्रेक्रपणगृहजनैःभिक्षुचर्यांप्रवर्त्ताः कोवालोकेसमर्थेनचलतिविधिवशाद्भाविनीकर्मरेषा ॥१॥

जातोब्रह्मकुलेगृजोधनपतियः कुंभकर्णानुजोपुत्रः शक्रजितःस्वयंदशशिरः पूर्णाभूजाविंशतिः ॥ दैत्याः कामचरारथश्च विजयीमध्येसमुद्रेगृहंकोवालोकेसमर्थे नचलतिविधिवशाद्भाविनीकर्मरेषा ॥२॥ जातःसूर्य कुलेपितादशरथः क्षौणीभूजामग्रणीसीतासत्यपराय

"કાંત! હે કમળ સરખા નેત્રવાળા મકરધ્વજ! આપ મારા ઉપર કૃપા કરી મારે ત્યાં પધારો. આ સાંભળી દુખી માધવ નિઃશ્વાસ નાંખી ઉભો રહ્યો પણ કાંઈ વચન કહાડયું નહીં, પણ તેની પ્રકૃતિમાં ફેર પડતો ગયો. આથી કામકુંડલાના હર્ષનો કાંઈ પાર રહ્યો નહીં. જાણે સ્વર્ગલોકથી ઉતરી આવી હોયની શું? અથવા મહા પુણ્યશાળી બની હરખાણી હોયની શું? આ વખત દેવતાથી જાણે વધારે શ્રેષ્ઠતા પામી હોય અથવા વર પામી હોય. જાણે કેમ મૃત્યુ પાસમાંથી છુટી અમર થઇ હોય કે અમૃતપાનથી સજીવન થઈ હોય તેવી તે હર્ષના ઉભરામાં આનંદમય દેખાણી. હરવખત તેનું દુર્લભ દરશન કરવા લાગી અને હાવભાવ કરી તથા રીઝાવી મનાવી વાળી જવાને કેમ ઈચ્છતી હોય તેવી દેખાણી. તેને ગળે જાણે કેમ બાઝી પડવાની હોય કે તેને એકદમ ચુંબન કરવાને જાણે કેમ તલપી રહી હોય અથવા શરીર સ્પર્ષ કરવાને કેમ આરંભ કરતી હોય તેવી બની.

---

**णामणयिनीयस्यानुजोलक्ष्मणः दोर्दंडेनसमोचास्तिभूववेमसक्षविष्णुः स्वयंरामोयेनविडंबितोपिविधिनाचान्येपरेकाकथा ॥३॥ कर्मणोहिप्रधानत्वंकिंकुर्वंतिशुभागृहाःवासिष्ठदत्तलग्नोऽपिरामःप्रव्रजितोवने ॥४॥**

**सुताराविक्रीतास्वजनाविरहोपुत्रमरणं**
**वनीतायास्त्यागोरिपुवहुलदेशेषुगमनं ॥**

આ ક્ષુદ્રનો જવાનો રસ્તો મને છાજે નહીં હું બ્રહ્મન થઈ નીચ વેશ્યાની સંગત કરૂં? ધીર પુરૂષોએ તો ધૈર્યજ રાખવું જોઇએ. પુષ્પાવતીની સ્વરૂપવાન સુંદરીઓની સંગાતમાંથી નિષ્કલંક નીકળ્યો તે આજે અનાચાર્યે વર્તી એક વેશ્યાથી વટલું? પણ માહેરૂં હૃદય હાથ નથી રહેતું તેનું શું કારણ. આજે મારા ઉપર ઇંદ્રિય રાજ્ય થઇ ચૂક્યું. મારી વૃત્તિ ખચીત ને તરફ દોડે છે. અરે ક્યાં ગયું મારૂં બ્રહ્મચર્યપણું! અરે ક્યાં ગયા બધા સાંભળેલા ઉપદેશો! શુ એ સઘળા વ્યર્થ ગયા!! ક્યાં ગઈ મારી ભોગની નિ:સ્પૃહા! ક્યાં ગયું મારૂં યૌવન વશીકરણ! અરે માધવ તારા જેવા

---

हरिश्चंद्रोराजावहतिसलिलं प्रेतसदने
अवस्थैकायस्याप्यथहहविषमाःकर्मगतयः ॥५॥
मा० जनकनृपतिकन्यासर्वलोकैकधन्या
रघुकुलवरपत्नीलग्नकर्त्तावसिष्ठः ॥
तदपिगहनगामीजानकीसत्स्वरूपा
नचलतिविधिवशाद्भाविनीकर्मरेषा ॥६॥
सहिगगनविहारीकल्मशध्वंसकारी
दशशतकरधारीज्योतिषांमध्यचारी ॥
विधुरपिविधियोगात् ग्रस्यतेराहुणा
सौलिखितमपिललाटेप्रोज्झितुंकःसमर्थः ॥७॥

પ્રમાદથી હારવા લાગ્યા તો બીજાઓની શી વિશાત? હાય હાય સર્વ ધર્મશાસ્ત્રાર્થ નિરર્થક ગયો. વિદ્વતાઈ એળે ગઈ, જ્ઞાન નિરૂપયોગી થયું. બ્રહ્મા અને શીવ જેવાઓ પણ આવા કલંકમાંથી ઉગરેલા નથી. ત્યારે મારા જેવા માન-

---

द्रु० शशिदिवाकरयोर्गृहपीडनंगजभुजंगमयोरपिबंधनं।
मतिमतांचविलोक्यदरीद्रतांविधिरहोवलवानिति
मेमतिः ॥८॥

येनाकारीमृणालपत्रमशनंक्रीडाकारिण्यासह ॥
स्वच्छंदंभ्रमणंचकंदरगिरेगपातंपयोनिर्झरं ॥
सोयंवन्यकरीनरेषुपतितःपुण्यातिदेहंतृणैः
यद्दैवेनललाटपत्रलिखितंतत्प्रोज्झितुंकःक्षमः ॥९॥

मूर्खेकांतानष्टजातिषुगानंसौख्येनाशःचातुरीनिर्धनेषु॥
राज्ञिमौढ्यंपंडितेनिर्धनत्वंगोत्रेवैरंकिंकृतंभोगविरंचे॥१०॥

खल्वाटोदिवसेश्वरस्यकिरणैः संतापितोमस्तके
वाञ्छंदेशमनातपंविधिवशात्तालस्यमूलंगतः ॥ तत्रा
प्यस्यमहाफलेनपतताभग्नंसशब्दंशिरः प्रायोगच्छतिय
त्रभाग्यरहितःतत्रापियांत्यापदः ॥११॥

(कान्तंवक्तिकपोतिकाकुलतयानाथांतकालोधुना-
व्याधोधाधृतचापसाज्जितशरःश्येनोपरीभ्राम्यति ॥

વીની શી અવસ્થા? પ્રેમપાસમાં પડેલો મનુષ્ય કદી તેમાંથી ઉગરવાનો નથી.

આ વખતે માધવ કામકુંડલાની દ્દષ્ટીએ આવી સ્થીતીથી એકદમ ફીકો પડી ગયો હતો. તેનું હૃદય કાંઈ ક્રોધમાં અને કાંઈ સ્નેહપાસ તરફ ઢળતું હતું. તેના ચર્ણ કોઇ આગળ જવા અને કોઈ કામકુંડલાના પાસમાં આશ્રય લેવા જણાવતા હતા. તેનું મૂખાર્વિંદ કાંઇક જવાની વૃત્તિમાં અને કાંઇક આવી નૌતમ નારીના વિષય વાસના પૂર્ણ કરી સફળ થવા ઇચ્છા જણાવતું હતું. આમાંથી શું કરવું તે તેને સુજતું હતું નહીં. સ્નેહથી બંધાઇ ગયો હતો. જ્ઞાનથી નીરાળો થયો હતો. વૈરાગ્યહિન હતો. કામપાસમાં વિંટાયો હતો. મનોવૃત્તિને વશ થયો હતો. અધરરસનો તલપેલો હતો. આંખો છતાં આંધળો હતો. ચાલવાના ચર્ણ છતાં લૂલો જેવો હતો. બોલવાની ઇંદ્રી છતાં મૂગો માલમ પડ્યો. શું કરવું તે તેને સુઝયું નહીં. એવી પરવશ સ્થીતિ માધવની બની ગઈ હતી.

કામકટાક્ષ મારી સુંદરી તું મને તારા દ્વારપર લઈ જવાની વૃતિ શા કારણથી કરે છે? તારો તેમાં શું સ્વાર્થ રહ્યો છે? માધવે અતી તુટતે સ્વરે કહ્યું.

---

इत्यंसत्याहिनाहिदष्टइषुणाश्येनोपितेनाहतः
नूर्णतौतुयमालयंप्रतिगठांदैवितौवीचित्रागतिः १२)

હે પ્રિય માધવ! સંસારમાં સજોડ સમાન કશું પણ સુખ નથી. સુંદરી શિવાયનો નીવાસ યુવાન પુરૂષોને તેમ એકલી સુંદરીને પીયુ વિનાના સેજ સુનકાર જેવી લાગે છે. તમારા સ્નેહ પાસથી પરવશ પડેલીને ઉગારો અને તેનો પાણી ગ્રહણ કરી મને તારો, એજ મારો મનોભાવ છે. કામજ્વાળાથી પીડિત જે હું તેથી તમો તથા હું અત્યંત સુખી થઇશું અને સૃષ્ટી ઉત્પન્ન કરીશું.

હે કામાંધિ એ તો મને વિદિત છે પણ આ જે તેં કમ આરંભ્યું છે તે શું કોઇની શીખવણીથી છે કે કોઈ અન્ય પદાર્થ પામવાની વૃત્તિથી છે કે કોઇ લાભ મેળવવાની ઇચ્છાથી છે? કે તને દુષ્ટ મદન પરીતાપ પમાડે છે તેથી તું આમ કરે છે. જો કામપાસથી પીડાતી હોતો મૂર્ખ હોય તે કામપાસથી પીડા પામે ધૈર્યહિન હોય તેજ તેથી ડરે; નપુશક હોય તેજ મદન વશ થાય. માટે આમાં તારો ખરો અર્થ શું છે? હું તેવો નથી. મારા તરફ કામજ્વર આવતાં નાશ પામે છે. મારો હાથ ઝાલવાથી તારૂં શું વળવાનું છે.?

---

રાજાના પુત્રો એવા સુરવીર, સત્ય પ્રતિજ્ઞાવાળા, શ્રેષ્ટ શરીરવાળા, કૃષ્ણની સહાયવાળા એવા ભીમસેન અરજુન વીગેરે પાંચ પાંડુરાજાના પુત્રો છતાં તે સુરવીર પુરૂષોએ હાથ રૂપી પાત્રમાં કૃપણ માણસને ઘેર ભિક્ષા માંગવાને પ્રવર્ત્યા. ત્યારે લોકમાં કર્મ રેખા મટાડવાને કોણ સમર્થ છે?૧

બહુ કહેવામાં કાંઇ ફળ નથી. સર્પવિષ જેવા મદનબાણ હજુ સુધી આપપર પ્રહાર કરી શક્યા નથી. માટેજ આવા પ્રશ્ન પૂછવા સેહેલા છે. આપ આવા પ્રશ્ન એક તરફ રાખો અને મને કબુલો. મારો ભાવાર્થ હું તમને કહી ચુકીછું. ધૈર્યનો અવસર મારામાંથી જતો રહ્યો છે. આપના સમાગમ સિવાય હું ઉગરૂં તેમ નથી. જો વધારે વીલંબ કરશો તો કામજ્વર વશ થઈ હું મર્ણ પામીશ. તો તેની હત્યા તમારે શીર છે. આગલા ભવથીજ તમારો મારો સંબંધ છે. અને તેજ કારણથી હું આજે તમને દેખી તમારે શરણ આવીછું. મારી સઘળી બીજી વૃત્તિઓ તમ સિવાયની નાશ પામી છે. મારાં અંગ રૂંધાઇ ગયાં છે, હૃદય ઉકળી આવે છે, શ્વાસ અટકી જાય છે, શરીરમાંથી અગ્ની ઝરે છે અને લજ્યા મને લોપેછે માટે આ અવસરમાં આપને ઘટીત લાગે તેમ કરો.

---

બ્રહ્મકુળમાં ઉત્પન્ન થએલ મોટો ભાઈ કુબેર ભંડારી, નાનો ભાઈ કુંભરણ, ઇંદ્રજીત નામનો પુત્ર, પરીપુર્ણ વીશ ભુજા; અને દસ શીરવાળો હું. દૈત્ય મારી ઇચ્છા પ્રમાણે અનુસરનારા, રથ કેવો કે વિશેષે કરીને જય પામનાર સમુદ્ર વચ્ચે ઘર જેનું એવો હું રાવણ છતાં પણ જ્યારે મૃત્યું પામવાને વખને વિચાર કર્યો કે ઉપર વર્ણવેલો સાહીત્ય છતાં પણ જે દૈવ ઇચ્છા તેને કોઇ બદલવાને સમર્થ નથી. ૨.

મારા રૂપગુણમાં મોહેલે પ્રીયા મારી સંગાથે રહેવાથી તમને અતી વીટંબણાઓ નડશે. મહારાજાની માનીતી એવો તું અત્યંત કષ્ટ પામીશ. તેમ થએલ દેશપારની સજાથી તારો સ્વાર્થસરે તેમ નથી. મને એક વખત રાખીશ એજકે બીજું.? મારી સંગાથે આવતાં તને મહારાજા તરફથી પ્રતીરોધ થશે. તારી અવગણના મહારાજા કરશે અને તને કષ્ટ આપશે. હું દેશપાર જઇશ એટલે તને મળવો હું દુ-ર્લભછું. ત્યારે તું નહાકની તારા સુખનો અંત સ્વહસ્તે કેમ આણેછે? માટે જો આ વાતની તને ખબર ન હોય તો ફરી વિચાર અને તેમાં તને જે યોગ્ય જણાય તે કર. મેં

---

સૂર્ય કુળમાં ઉત્પન્ન થએલ જે હું રામચંદ્ર અને મારો પીતા જે દશરથ રાજાને સૈન્યવાળા રાજાઓમાં મુખી અ-ને જેની સ્ત્રી સત્ય બોલનારી અને નમ્ર સ્વભાવની સીતા સરખી અને નાનો ભાઇ લક્ષમણ તે શેષના અવતારવા-ળો, હાથ રૂપી બે દંડ તેણે કરી ત્રણ ભુવનની મધ્યે અવર બરાબર નથી. હું પંડે પ્રત્યક્ષ વિશ્નુ છતાં પણ વી-ધીવડે છેતરાયો છું. ત્યારે બીજા પુરૂષો છેતરાય એમાં શું આશ્ચર્ય? ૩

મુખ્ય પ્રધાન કર્મજ છે, કદી શુભગ્રહો હોય તોપણ શું કરે ? વસીષ્ટરૂશીએ પ્રાતઃકાળમાં રાજ દેવાનો વિચાર કર્યો હતો પણ રાજ નહીં મળતાં રામચંદ્ર વનમાં ગયા. વાસ્તે કર્મજ પ્રાધાન્ય છે. ૪

તને સાફ કહી દીધું પછી પાછળથી દોષિત થવું ન પડે.

હે સ્વામીનાથ ! આવું મહા મોહકારી યોવન પણ આપને લલચાવી શક્તું નથા? તમે એવા સમર્થ છોકે મદન ઉન્મત કરીદે નહીં, વિષય ફંદામાં નાંખીદે નહીં, સુખમાં તમે તણાઈ જાઓ નહીં એવા ધૈર્યવાનછો. તમારી શક્તિ અગાધ છે. તમે એવી પ્રકૃત્તિના પુરૂષછો કે સંકટ અને સુખ એ શું તેની ગરજ કે દરકાર રાખતા નથી. સત્ય તરફ તમારી પ્રવૃત્તિ છે અને તેજ માર્ગે ચાલવાથી આપ આમ સંકટ સહોછો. પણ એ સંકટ આપ એકલાથી સહન થઈ શકશે નહીં. હરેક કાર્યની ભાગી સ્ત્રીછે અને તમે આ સિવાયના એકલાછો તે કેવી રીતે સંકટ સહન કરી શકો? માટે તમે તેની અંદર મને ભાગી કરો. તમારૂં જે થશે તે મારૂં થશે. તમે સુખે હું સુખીછું અને તમારે દુખે હું દુખીછું. માટે વિષયને વધારે ન લંબાવી મારી ઈચ્છા સફળ કરો. ફોડવાતે હું હવે કોઈની નથી. તમોજ ફક્ત હવે મારાછો એ નક્કી સમજવું. મહારાજાની મારે કાંઇ પરવા નથી અને આજથી તેના રાજદરબારમાં જવાની વાત માં-

સારા લક્ષણ વાળી તારાને વેચી, કુટુંબથી જુદું પડવું પડયું. રોહીતાશ્વ પુત્રનું મરણ, સ્ત્રીનો ત્યાગ, ઘણાક શત્રુવાળા દેશમાં જનાર હરિશ્ચંદ્રરાજા તેણે નીચને ઘેર પાણી ભર્યું. માટે કર્મની ગતી કેવીછે! તે કોઈ જાણી શક્તું નથી એવી વિશમ છે. ૫

ડીવાળી આપણું જે થવાનું હશે તે થશે. સત્યનો જય થશેજ અને કર્મ સંયોગે આપણે પાછા મળી શકીશું.

આવા જવાબથી માધવ અત્યંત રંજન થયો અને ખુશી સાથે કામકુંડલાને ત્યાં ગયો. "સારા માણસોના દિવસ ગીત કે જ્ઞાનથી જાયછે અને મૂર્ખના દિવસ વ્યસનોમાં જાયછે. તેમ કામી પુરૂષો પોતાની જીંદગી નાના પ્રકારના ભોગવિલાસમાં ગુજારે છે માધવ પણ કામવિલાસથી એક રાત્રી કામકુંડલાને ત્યાં ગુજારી."

પ્રભાત થયું. આસપાસ પ્રભાત થયું, ગામમાં પ્રભાત થયું અગે આસપાસ પ્રગણામાં પ્રભાત થયુ એ રીતે સ-

---

જનકરાજાની પુત્રી સરવ લોકમાં વખણાએલી. રઘુકુળમાં શ્રેષ્ટ જે રામચંદ્ર તેની સ્ત્રી, લગ્ન કરનાર વસિષ્ટરૂશી હતા. એવા પ્રકારે છે તોપણ સત્યરૂપ જે જાનકી તેને પણ વનમાં જવું પડયું. વાસ્તે કર્મની રેખા મટતી નથી. ૬

આકાશમાં વિચારવાળો, અંધકારને મટાડનાર, એક હજાર હાથ વાળો તારાઓને મધ્યે વિચરવા વાળો એવો જે ચંદ્રમા તે વિધીના યોગે કરી રાહુથી ગળાય છે. વાસ્તે લલાટમાં લખેલું વિધાતાનું જે ભવિષ્ય તેને મટાડવાને કોઈ સમર્થ નથી. ૭

સુર્ય ચંદ્રને રાહુનું પીડન થાયછે. હાથી અને સર્પ તેનું પણ બંધન થાય છે. એવા મતીવાળા પુરૂષોને પણ દરિદ્રતા હોય છે વાસ્તે વીધીની ગતી બળવાન છે. ૮

ધળે સ્થળે પ્રભાત થયું અનંગરંગના અનેક આશ્રમોથી અને ભિન્નભિન્ન આશ્રમોથી સેવાએલી રાત્રી અલ્પ સમયમાં જતી રહી. દુખી દીલને રાત્રી હમેશાં એક યુગ જેવડી થાયછે પણ તેજ રાત્રી સુખી દીલને એક પલક જેટલી સંકોચાઈ લાગેછે. માધવ દુઃખી દીલનો હતો પણ તેને સુખવિલાસના અવસરમાં તે સમયની રાત્રી તેને એક અલ્પકાળ સરખી જણાઈ. ચોરના રીપુ અને કામીનીએના વિલાસરૂપ ચંદ્રમાના પ્રકાશિત કીરણ જ્યારે સંકોચાવા લાગ્યા અને મહા તેજસ્વી વિશાળ સ્વરૂપ ધરતો અરૂણ પોતાના અશ્વોને આગળ વધારતો એકે સપાટે આખા ગગનસ્થળમાં અને સૃષ્ટી સૌંદર્યની રચનામાં બીરાજતો આગળ ચાલ્યો. અનેક ધંધાદારી પુરૂષો પોતાના સ્વકાર્યમાં તલ્લિન થવા લાગ્યા અને તેવીજ રીતે હોંસીલા બીજા પુરૂષો પણ કામે વળગ્યા. દુખી દીલની વીશ્રાંતીની અને વિચાર સાગરમાં તરવાની એ રાત્રી પૂર્ણ થઈ એટલે માધવ પણ પોતાના કાર્યમાં તત્પર થવા વિચારવા લાગ્યો. કે—

---

હાથીએ કમળ ફુલનું ભક્ષણ કરેલ અને પોતાની સ્ત્રીઓ સાથે ક્રીડા કરેલ ખુશીમાં આવે એવે પ્રકારે પર્વતની તળેટીમાં સ્વછંદ રીતે ફરેલ અને ઝરણાનું પાણી પીધેલ તે વનનો રહેવાવાળો હસ્તી મનુષ્યને ત્યાં રહેલ છે ત્યારે ખડ ખાયછે માટે આવી રીતે હસ્તીને થયું તો ભાગ્યમાં જેમ થવાનું હોય તેમ થાયછે માટે અફસોસ કરવાનું કાંઈ પ્ર-

"પોતાના કૂળ નીમિત એટલે આખા કૂળની શ્રેષ્ટતા સારૂ એક વસ્તુનો ત્યાગ કરવો અને આખા ગામ સારૂ કૂળનો પણ ત્યાગ કરવો."

" મનુષ્ય હેતુએ ગામને પણ છોડી દેવું અને પોતાનો આત્મા જો કદી બચતો હોય તો વેશ છોડવો."

હે પરમેશ્વર તારી અગાધ ગતી છે, કામકુંડલાના સ્નેહ પાસે મારાથી એક ક્ષણ પણ રહી શકાશે નહી. ત્યારે મારા પ્રેમે બંધાએલી આ અબળા કામકુંડલા તો કેમજ રહી શકશે- હે ભાગ્ય ! આ તારા ઉન્મતી ઉછાળાથી અમ પ્રાણીઓ

---

યોજન નથી. ૯

મુર્ખને સારી ચાલાક સ્ત્રી, નીચ જાતીને વિષે ગાયન, સારા ધનાઢ્ય કીંવા રાજાને ત્યાં પુત્રનો અભાવ, ચતુર માણસ હોય તે નિર્ધન, નહીં કેળવણી પામેલો તે રાજા, પંડિત નિર્ધન, સ્વકૂળમાં વૈર એટલાં વાંનાં બ્રહ્મા તે અધટીત કર્યાંછે. ૧૦

સૂર્યના કીરણથી માથા ઉપર તાપ પડેલ છે એવો કોઈ એક માથે તાલ પડી ગએલ માણસ છાયાવાળી જગ્યાએ બેસવા સારૂ તાડના ઝાડ નીચે બેઠો. ત્યાં પણ દૈવ ઇચ્છાથી તે ઝાડમાંથી પથર સરીખાં તેનાં ફળ પડવાથી તેનું મસ્તક ભાગ્યું અને ચીસકારા પાડવા માંડ્યા મતલબ કે ભાગ્ય રહીત પુરૂષ જ્યાં જ્યાં જાયછે ત્યાં ત્યાં આફત એની મેળેજ આવે છે. ૧૧

તારા કર કમળમાં ઉછળી રહ્યા છીએ. તારી શક્તિની પ્રેરણાએ અમે હરખ તથા શોકને શરણ થઇએ છીએ. તારી શક્તિ અવરણીય છે અને વિદ્વાન તથા આસ્તિક પુરૂષો તારી ચલન ગતીથી અજાણ્યા નથી. મહાન મનુષ્યોને તથા પરાક્રમી પુરૂષોને પણ તું એક રમકડાની પેઠે રમાડેછે. ત્યારે અમ સરખા અલ્પજ્ઞાની, અમ સરખા અલ્પ વિવેકી, અલ્પ સમજ, તથા અલ્પ આયુષી અને અલ્પ પરાક્રમી તો તને કેવી રીતે ફેરવી શકીએ ? જ્યારે તારી મરજીમાં આવેછે ત્યારે તું અવળનું સવળ કરીનાંખેછે અને જ્યારે ચાહેછે ત્યારે તું સવળનું અવળ કરેછે. તારી મરજીમાં આવેછે ત્યારે તું હસતાને રડાવેછે અને તારી મરજીમાં આવે ત્યારે રડતાને તું હસાવેછે. તારા ધ્યાનમાં આવે તો પરાક્રમીઓને પરાક્રમ હિન અને પરાક્રમ હિનને પરાક્રમી બનાવી નાંખેછે માટે તું ખચીત અવરણ્ય છો. તારી આગળ કોઇ શક્તિનું કાંઇ પણ ઉગરતું નથી. તું મહા સમર્થછો· પ્રવીણછો; સમયાનુસાર સ્વ મતિ પ્રમાણે ચાલનાર છો; તારી બુદ્ધિબળની આગળ કોઈની બુદ્ધી ચાલતી નથી. માણસ ધારેછે શું અને તું કરેછે શું, માણસો તથા મહાનપુરૂષો અનેક ઉપાયો કરેછે પણ હે ભાગ્ય તેં માંડેલી કર્મ રેખા–તે ફેરવી શકતા નથી. અર્થાંત સર્વ તારે આધીન છે.

“રામચંદ્ર તથા જાનકીજીનાં લગ્ન કરાવનાર મહા સમર્થ વસિષ્ટજી હતા પણ તેજ જાનકીજીને અનેક અરણ્યોમાં

રખડી તથા અનેક કષ્ટો સહન કરી દહાડા ગાળવા પડ્યા હતા."

કર્મનીરેખા મટતી નથી.

અનેક વિચાર લીન થઇ બહાર આવતી કામકુંડલાને અસ્ત થતા ચંદ્ર સાથે સરખાવી અનેક આલાપો આપી તેને ઘરમાં જવાનું કહે તો પોતાની પ્રાણપ્રિયાનું પોતાને વિસર્જન થાય એવું થવા તે ઇચ્છતો. પણ ભીલામાની પેઠે દુખની વખતે પડેલા પ્યારનો ડાઘ કાળજામાંથી ખસ્યો નહીં. અનેક ઉદાહરણો રૂપ જળથી તેણે ધોઈ સાફ કરવા માંડ્યું પણ કાંઈ થયું નહીં. જેમ જેમ તે વિસારે પાડવાની યુક્તિ કરવા લાગ્યો તેમ તેમ વિશેષ સ્નેહ બંધનથી કાળજાની અંદર પ્રેમ ડાઘ પ્રસરવા લાગ્યો, તેનું હૈયું ભરાઈ આવ્યું અને ગદગદ કંઠે તે થઇ ગયો. બોલવાની શક્તિ રહી નહીં હાથ ઠેકાણે હાથ, પગ જગ્યાએ પગ, અને ચક્ષુની જગ્યાએ ચક્ષુ સ્થંભી રહ્યાં. દીંગમુંઢ થઈ ગયો. અને બોલવાનો શ્વાસ ભરાઈ આવતાં બોલી શકયો નહીં. પોતાની પ્રિયાથી છૂટો પડી પોતે ક્યાં ક્યાં કષ્ટ સહન કરશે તથા કયાં કયાં રવડશે રખડશે તથા પોતાની પ્રીયા પોતાવિના કેવી રીતે દિવસ નિર્ગમન કરશે, અને જીવશે તથા પાછું આ પવિત્ર મનનું કુંમળું જોડું કયારે સુખથી સંયોગ થઈ સ્નેહ વૃદ્ધિમાં આગમન કરશે, તેના તે તુરંગમાં તે બોલ્યાચાલ્યાવિના સ્થભી રહ્યો.

માધવ સ્થંભ્યો, હોઠ હલાવ્યા અને બોલવાનું કર્યું પણ સ્નેહ ભર્યા મૂખથી કાંઇપિણ શબ્દ નીકળ્યા નહીં. હાલતા હોઠમાંથી નીકળેલો પવન કામકુંડલાના મુખાર્વિંદપર અથડયો અને તેથી પરશેવાથી ભીંજાએલી લલાટની લેલી સુકાઈ પ્રેમથી આલીંગનની સાથે પ્યારમાં ચૂમી લીધી અને બોલ્યો.

"નુતન સરદ રૂતુના ચંદ્ર તુલ્ય વદનવાળી અને હરનોહાર જે નાગ તેનો આહાર મેંડક તેનું વાહન જે કમળ તેના માફક મૂખવાળી, તેમ મોતીનો રીપુ જે હંસ તેના જેવી ગમન કરનાર કાંત"!!!

માધવ એટલું બોલી હળ્યોમળ્યો અને ચાલતો થયો. સિવાય તે કાંઈ બોલી શકયો નહીં. કામજ્વરથી દાઝી રહેલી વિયોગથી દુ:ખી થએલી કામકુંડલાને લાગેલા તીક્ષણ કામ બાણથી ધાબરી બની જઈ વિલાપ કરવા લાગી.

**ગીતી.**

હાદિયું વજ્રમય છે, તેથી અધિકુ થયુંજ છે આજે,
વલ્લભ વિયોગ કાળે, ફૂટી જતું નથી જરૂર શ્યા કાજે.

પોતાના પ્રાણપતીની વીદાયગીરીથી અત્યંત દીલગીરી થઈ અને હરદમ પોતાના પ્રાણપાત્ર સાથે સાંસને મેળવી ઈષ્ટદેવ પાસે પોતાના પ્રાણપતીનું શ્રેય થવાનું ઈચ્છિવા લાગી. હવેથી તે ઉપવાસ કરી તથા યોગીનીનું રૂપ ધારણ કરી પૃથ્વીપર સયન કરવા લાગી. તથા પ્રાણપતીના સ્મરણમાં

રમણુ કરી દહાડા નિર્ગમન કરવા લાગી.

"આહા! કર્મગતી ન્યારીજછે. કમળમાં કાંટા, સમુદ્ર જે અતુલ જળ સંગ્રહ તે ખારો, પંડિતો નિર્ધન અને દુ:ખી, સ્નેહવાનથી વિયોગ, સ્વરૂપવાનમાં કાંઈક કુરૂપતા, અને ધનાઢ્યતામાં કૃપણુતા."

કામકુંડલાની પણુ આ વખત આવીજ ભિન્ન તરેહનીજ અવસ્થા હતી. પ્રાણુપતીનાં આવાં વાક્યે તેનું હૃદય ભેદી નાંખ્યું. તેની મધુરતા અને સુંદરતાથી એટલું વાક્ય રસનું પાન કામકુંડલાના હૃદયમાં કોરાઈ રહ્યું. તે સ્થંભી ફીકી પડી, અને થરથરવા લાગી. તેના દેહની કાંતી ઉડી ગઈ અને અસહ્ય વીટંબણામાં પડી જર્જરીત થયેલી હોય તેવી દુબળી થઈ ગઈ. તેના મધુર મુખાર્વિંદનું પ્રતીબીંબ તેણે પૃથ્વીપડ તરફ ફેરવ્યું. અફસોસ અને નિશ્વાસ સાથે જમણા કરની તર્જની ગુલાબી ફીકા થયેલા ગાલપર મૂકી વિચારલિન થઇ તેનો ગુલાબી ચેહેરો આ વખતે સફેત પાષાણુ આરસ પથ્થર મીસાલે બની ગયો. એક કાષ્ટની પ્રતિમા સમાન તે નીહાળી સ્થીર ઉભી રહી. અશ્રુ પ્રવાહે કરી તેનાં સુંદર આભૂષણુ પલળ્યાં. પરવાળાં સમાન તેના અધર આ વખત સફેદ ચેહેરામાં વિશેષ દીપતાં હતાં. કમળનયનની કાળી કીકી આ વખત ચપળતા તજી શાંતતાથી સ્થિર હતી. તેના દાડમની કળી સરખા દાંતથી થએલા અધર ઉપર પ્રહાર નીરાશની સાથે દૈવગતીપર ક્રોધાયમા-

નનાં ચિન્હ બતાવતા હતા, તેનું ઉતરેલું મૂખ દયાપાત્ર હતું. બોલવાની ઇચ્છા પણ ગભરાટથી કંઠ નહીં ખુલતાં બોલાયું નહીં અને હર વખ઼ ધ્યારરૂપ વહેતા નયન જળ પ્રવાહથી જાણે તઇ ગઈ હોય, પ્રવેશ થતા દુખોથી પીડાતી હોય, અને પડતી કામી કટારથી તે કપાઈ ગઈ હોય તેવી તે નિર્જીવ બની. અને ચિંતાઓથી રૂંધાએલી જાણે સેંકડો સંકટોની ગણત્રી કરતી હોયની શું! તેવી અવસ્થાને પામેલી સ્વેદ જળબીંદુઓ જેના ચક્ષુઓની અંદર ઝર્યા કરેછે તેવા નિશ્વાસ નાંખતી કામકુંડલા ઉભી રહી.

આવી વિપરીત દશામાં આવી પડેલી અને પરવશ થએલી અબળા બીચારી કામકુંડલા માધવના સ્મરણને પોતાનું હૃદય સોંપ્યું. અનેક ગાયન વાચક અનુરાગો કહાડનાર તે જીભ હવેથી માધવનાં ગુણગાન ગાવામાં અને તેના પરીતાપના અને તેનાથી સુખશાંતા મેળવવાના પ્રાર્થના શબ્દ ઉચારવામાં વાપરી. તેનાં ચક્ષુઓ જે હમેશ કામબાણ સમાન પરપુરૂષને ઘાયલ કરતાં તે હવેથી માધવનેજ ઘાયલ કરીને થંભ્યાં. જે ચરણે તેણે અનેક નાચરંગ કરેલા તે હવે તેના મેળાપને અર્થે દેવદરશન કાર્યમાં ફરવા લાગ્યા. જે હૃદય તેનું ગુણકાને તુલ્ય અનેકને ભેદવા ચાહ્યા કરતું તે હવે માધવ વિનાનું શુન્ય રહ્યું. તેનું લલાટ પ્રાણપ્રીયાના ચુંબનવિના વેરાંન બીયાબાન જેવું હતું, હસ્ત મેળાપ કરવાને તલપી રહેલા તેના કર ખા-

ખરા મીશાલ ઉતરી જવા લાગ્યા. જે હૃદય અનેકને અપાતું તે હૃદય હવેથી માધવનેજ માટે ખરા પતીવ્રતપણાએ રહ્યું. ધર્મ, કર્મ અને શર્મ, માધવ સારૂ સંધર્યાં. અને પતી પત્નીના મેળાપને અનુકૂળ પડે એવા પતીવ્રતપણાથી આચાર આચરવા લાગી.

માધવ ગયાથી કામકુંડલાને એક રાત્રી સો કલ્પ જેવી લાગે છે, દિવસ એક મનવંતર જેવો લાગેછે. શીતળ ચંદ્રમા તેને વિયોગ સમયમાં જ્વાળાની શીખા સમાન જણાયછે, મલીયાગીરી ચંદનનો અનુલેપ તેને સુખદાયી બદલે મંદપવન અગનીની ઝાળ સરખો માલમ પડેછે, અને પંચાંગ પ્રસાદ પણ તેને માધવવિના ઝેર જેવો જણાયછે. ત્યારે દૈનિક કામતાએ તેને કેમજ સુખ હોય?

પ્રિય માધવ સિવાય તેને આ વખત એક પણ વસ્તુ દુઃખકર થયા વિના રહી નહીં

—*—

# પ્રકરણ ૩ જું.

ચાતક ચાહે મેઘકો, મધુવા ચાહે મોર;
અમ ચાહત તુમ મીલનકો, જયસો ચંદ ચકોર.

વિદ્વાન માણસનું વિદ્વત્વપણું, તપસ્વીઓના તપનું પરીબળ, અને બ્રહ્મચાર્યનું બ્રહ્મચર્યપણું ત્યાં સુધીજ છે કે જ્યાં સુધી સંગારભરિત સુંદરીઓના નયન રૂપ કમાનમાંથી કામરૂપ બાણો વાગ્યાં નથી ત્યાં સુધી બ્રહ્મા, વિષ્ણુ અને

મહેશ સરખા તથા મોટમોટા તપસ્વીઓ જેથી ચળાયમાન થઈ જઇ પોતાનું તપ ભંગ કરેલું છે ત્યારે આ સંસારપટ ઉપર એથી અધિક વીરલો પુરૂષ કવચીતજ હશે કે કામબાણુના સપાટામાંથી બચી સુંદર સ્ત્રીઓમાં રસભરિત રીતે નહીં માલ્યો હોય કે રમ્યો હોય.

'પ્રેમ' આ શબ્દ નીખાબસ દિલથી હળતામળતાપણું રાખવું અને અનેક સુખ મેળવવા સદાચાર વર્તણુંક રાખી હેતાળ થવું, એવા ભાવાર્થનો છે. તોપણુ સ્ત્રીપુરૂષના સ્નેહ પાસમાં જોડાએલા ચીત્તને તે વિશેષ લાગુ પડતો આધુનિક પ્રજામાં થઈ પડેલો છે. હરેક સ્ત્રી યા પુરૂષમાંના, બાળક કે યુવાન, અને વૃદ્ધ કે વિદ્વાન કોઈજ ભોગ થયા સિવાયના રહેલા હશે. અનેક વિદ્વતાઈ, અનેક પંડિતાઈ, અનેક ગાંભિર્યપણું, અનેક શુરવીરતાઈ, અને અનેક શાણુપણું બતાવવા લાયક પુરૂષો નીકળી પડ્યા હશે. અને હજી પણુ નીકળી પડશે પણુ તે સઘળા પ્રેમની અંદર આંધળા દરેક સ્ત્રીપુરૂષના હૃદયમાં પ્રેમચીજની રહેવાની જગ્યા ખાલી નથી. પણુ તે પ્રિયા વગર તો ખાલી ખાલી ને ખાલીજ. અને તે ક્યારે પુરાવાની કે જ્યારે પતીપત્નીનો પ્રેમથી મેળાપ તથા સુખશાંતામાં દહાડા નિર્ગમન કરવાનો વખત આવે તથા એકબીજાઓને છૂટથી એકબીજાના હૃદયની ધારણા બતાવવાનો સમય આવે ત્યારે. આનું નામ આધુનિક પતિપ્રિયાનો પ્રેમ. એકબીજા સાથે ખરાબ દિલથી

તથા પરસ્ત્રીપર ગેર વર્તણુંક ભરેલી રીતથી ચાલી એક બીજાને હૃદય આપવા તથા મેળાપ કરવો અને કુછંદ રીતે વર્તી પાપીષ્ટ થવું એનું નામ આંધળો આધુનિક પ્રેમ.

એકબીજાનું ચોરાએલું હૃદયનું જુદું પડવું એ મહાભારત વાતછે. અસહ્ય દુ:ખ અને અનેક વિટંબણાઓ જ્યારે શીરપર આવેછે ત્યારે એકબીજાને આપેલું હૃદય (આંધળા આધુનિક પ્રેમથી ભરેલું હોય તો તેવું) જુદું પડેછે, પણ તે પાછળથી તેનાતેજ મિત્રને અથવા અપર કોઈ જનને આપી શકવું અશકય. (આધુનિક પતીપ્રિયાનો પ્રેમ હોય તો) જેની સાથે પોતાનો જીવ એક પ્રેમ શૃંખલાથી જોડાઈ ગયોછે. તે જુદો પડતાં મહા મુશકેલી પડે છે. પોતાપર હજારો સંકટ, લાખો આપદાઓ અને કરોડો દુખો સહન કરીને પણ તે જોડાએલા જીવ હમેશાં મળવાને તલપી રહેછે. કાળયંત્રાયણામાં આવી ફ્રસાયાથી તેઓને અસહ્ય દુખ સહન કરવું પડેછે એ ખરી વાત છે. તોપણ આખર જતાં ગમે તેમ કરીને પણ પોતાનો વિજય ઇચ્છિવાને બંને પ્રેમમાંનો કોઇપણ પ્રેમ પછાત પડશે નહીં, પણ અતે ખરો પ્રેમ જશ મેળવશે. વિખુટા પડેલા સ્નેહિક જોડામાંથી એકાદ જણ ખંડિત થશે તો બાકી રહેલો જોડાવાળો મનુષ્ય તેની પાછળ પ્રાણ સમર્પણ કરવામાં દેર લગાડશે નહીં. રાહખેંગાર અને રાણકદેવીનું ઉદાહરણ આ જગ્યાએ ઈસારા દાખલ બસ છે.

સ્નેહપાસથી બંધાએલા જોડામાંથી જુદા પડેલા બંને મનુષ્યને જુદાઈથી ચેન પડતું નથી. નીરાંતે ઉંઘ આવતી નથી. અને સુખવિલાસો, નાચ તમાસા, ખાવુંપીવું અને જોવું ભમવું કાંઈ પસંદ પડતું નથી.

માધવની અને કામકુંડલાની પણ દશા આ વખતે આવીજ હતી. દેશનીકાલ થએલો અને દુખી જીવ માધવ કામાવતીથી નીકળી ચાલ ચાલ કરી અનેક વિટંબણાઓ સહન કરી કષ્ટના મુખમાં પડી તથા તેની સાથે લડા લડી હીમત રાખી ચાલવા લાગ્યો. પોતાને કષ્ટનો વારો આવશે અને તેનો પાર લાવવાને હિંમતથી મેહેનત કરવી એ તેનો ઉદ્દેશ હતો. ભાવી પ્રબળ છે પણ મેહેનત કરે તો કર્મ રેખાનું પણ ચાલી શકે. એકલા ઉદ્યમથી તો થવાનું જ નથી. પણ જો તેની સાથે કર્મ હશે તોજ ફળ પ્રાપ્તીની આશા રાખવી. આગલે જન્મ જેજે કર્મો કરેલાં હશે તે સંચી રાખેલાં આ ભવમાં કામ આવે છે પણ જો તે વાપર્યા સિવાય રાખી મેલોએ તો પોતાની મેળે ફળપ્રાપ્તી કેવી રીતે કરે? એક વૃક્ષનું બીજ આપણે પ્રાપ્ત કરેલું અને જાણીએ છીએ કે તે એક આખુ ફળ આપણે મેળવી શક્યા છીએ પણ તે ઉદ્યમથી વાવી પાણી સીંચી ઉછેર્યા વગર શાનું પામી શકીએ? આવી ધારણા માધવની હતી. માધવ એક નગરથી બીજે નગર અને એક દેશથી બીજે દેશ ચાલ ચાલ કરતો ગયો. એક સુંદર સ-

રોવરની ત્રટપરનો આવતો મંદ પવન ખાવા સારૂ ઉંડો નિશ્વાસ નાંખી ઉતરેલે ચહેરે બેઠો. જળથી આચમન કરી તથા સ્નાનસંધ્યાદિક કર્મ કરી ભૂખે દિલે વિશ્રામ લીધો. પ્રેમથી બંધાએલાને વિખુટા થવાનું મહા કષ્ટ, તેમાં વળી ભૂખનું દુઃખ આવી પડતાં તેની કાંતી હણાએલી જેવી બની હતી. કુમળાએલું ગુલાબ ત્યાં નીરાસ થઈ પડયું, તેની કામકુંડલા કે પ્રીયમિત્ર સતાર આ વખત કાંઈ કામ આવ્યાં નહીં. હિંમત ધરી તે ઉઠયો અને ચાલચાલ કરી પાસેના શેહેરમાં જવા નીકળ્યો.

વાટમાં કામકુંડલાનું સ્મરણ તેને વિશેષ દુખિત કરતું હતું અને તેને હૃદય વિશેથી જરા પણ તે સ્મરણ ખસતું નહીં. આ વખત તે મગ્ન દિલનો જણાયો. તેના મુખપર કાંઇક લાલાશ આવી. અને તેનો મુખાર્વિંદ ચેહેરો જરા વધારે પ્રકાસ્યો. આ વખત તે ખરેખર કામકુંડલા સમીપ જાણે કેમ ઉભેલો હોય અને તેની સમક્ષ જેમ વાતો કરી પોતાના દીલને રીઝાવતો હોય તેવો દીસતો હતો. હમણાની ઘડીમાં અને તળાવના ત્રટપરની સ્થીતિની પ્રકૃતિમાં આસમાન જમીનનો તફાવત પડી ગયો હતો. હાલ તે આ વિચારમાં પ્રકાસ્યો હતો.

“ થોડાં થોડાં મીચેલાં જેનાં નેત્ર છે એવું, વિસ્તારવાન ભ્રકૂટીવાળું, અધરપલ્લવથી પ્રફુલ્લિત થએલું મને બોલાવવાને જેમાંથી હળવે હળવે વાકય નીકળતા એવું જે મૂખ

પ્રીતી વખતે પ્રકાશમાન જોએલું તે તે આજે મારા વિ-
યોગે અનેક પ્રકારના ઉન્મતત્તાએ કરી પાકા પાંદડાના સ-
રખું પાકી ગએલું તે તે સઘળું કોણ ભૂલી જાય."

ત્યારબાદ ચાલતાં ચાલતાં માધવે બેઠેલા હંસના જોડાંને દીઠાં અને તેના સમાગમ સૂખ તથા કામકુંડલાના સ્મરણ અને તેના જેવી તે હંસમાં ચેષ્ટાથી તે બેભાન બની ગયો અને પીડિત થયો તથા બોલવા લાગ્યો કે.—

"હે હંસ! મારી સ્ત્રીને તું જલદીથી આપી દે કેમકે મારી કામકુંડલા જેવી રીતે ચાલતી હતી તેવીજ રીતે આ-પણ ચાલનારી તારી સ્ત્રી, મારી પોતાની કામકુંડલાની ભ્રાંતી ઉપજાવનારી એક વેસ્ય હોય તેમ મને શંકા થયા વગર રહેતી નથી."

એવી વીરહવેદનાનો વ્યાકૂળ માધવ રસ્તે ચાલવા લાગ્યો એટલામાં એક પ્રીયદર્શી વિક્રમ મહારાજાનો મુસાફર એક સમસ્યા કામસેન પ્રત્યે લઈ જતો તેણે નીહાળ્યો. તેની પાસે જઈ તે સમસ્યા તેણે જોવા માંગી, અને તેણે તેની ચોથી કડી (**वाहनो परितरंति समुद्रो**) કહી તે સાં-ભળી. એટલે માધવે આ પ્રમાણે (**तांते थाकर तले घटस्तनौ पानपान सहसा समवेक्षयतन् ॥ त्रशंकित मिदंबुधवर्गे "वाहनोपारितरांते समुद्र**) પુરી કરી. આપી કે "સ્ત્રીરૂપી વાહન છે એટલે સ્ત્રીને રથ કોઈ એક

સ્થળે કલ્પેલ છે અને તેના ઉપર સમુદ્ર તરંતો કહેતાં તે સ્ત્રીના જે બંન્ને સ્તન છે તે રૂપી સમુદ્ર કલ્પેલ છે. એમ સંભવે છે.

એ રીતે માધવે તે શમસ્યા પૂરી કરી આપી. એટલે તે મુસાફ્ર ચાલતો થયો. અને માધવ અનુક્રમે ચક્રવર્તી મહારાજાધીરાજ વિક્રમાદિત્ય મહારાજની ઉજેણી નગરી સમક્ષ તે આવવા લાગ્યો. ગગામંડળમાં પ્રકાશી રહેલાં શીખરોથી આકાશ ઓરવજેનું દીસતું હતું. જાણે પૃથ્વીપડમાંથી કમળરૂપ મેહેલાતાં નીકળી ગગનરૂપ ચંદ્રને આલીંગન આપવા જતાં હોયની શું ? તેમના ઝગઝગીત કળશોથી જાણે ઉજ્યની કેમ સૂર્યથી વ્યાપિન થઈ હોયની ! ફ્રરફ્રરતા પતાકાઓના પરીપૂર્ણપણાને લીધે ઉજેણી નગરી આજે દેદીપ્યમાન થઇ રહેલી હતી. ધ્વજાઓના અગ્ર ભાગમાં વાજતી ટોકરીઓના નિશાભંગ અવાજે સદાયે સૌભાગ્યસુંદરી પુરીની પુજા થતી હતી. જાણે વિષ્ણુએ આવી સદાને માટે વાસો કરેલો હોયની: અથવા સ્વર્ગના દેવતાઓનું રમણ્યસ્થળ હોયની ! તેવું તે શેહેર દીપતું હતું. મહાંકાળેશ્વરના પરીપુર્ણ પ્રતાપથી છવાએલી અને વિશેષ પ્રતાપવંત કરવા જાણે ખુદ મહાંકાળેશ્વરે કયમ બીજી લંકા બનાવી દીધી હોય તેવી, કૈલાસથી કંટાળી જાણે મહામંદીરને જાણે કેમ કૈલાસ બનાવ્યો હોય. સકળ રાજાઓના શણગાર અને અનેમી અવતારના અવણ્ય સતકર્મોના ભંડારરૂપ આર્યવૃતને

દર્શાવવા જાણે વિક્રમરાજાને કેમ બનાવ્યો હોય તેવા અનેક અલખ્ય શીમાની ભંડારરૂપ ઊજ્યની નગરી ક્ષીપ્રા નદીના ત્રટપર સંપુરણ સુંદરતાને પામી હતી. મહાસાગરના મહીમાને ટાળે એવી ક્ષીપ્રા સરીખી નદીથી વીંટાએલી, વિંધ્યાચળના મહીમાથી અધિક અભેદ્ય દુર્ગ અને રત્નાગરથી અધિક ઊંડી ખાઇએ સંરક્ષિત ઉજ્યની નગરી આજે દીપતી હતી. ગગન સ્પર્ષ કરતા મેહુલ, મહાંકાળેશ્વરથી થએલી પવિત્ર પ્રજા અને છેટેથી તેના અત્યુત્તમ દીમાક એવો હતો કે વિજ્ઞાનની કલમથી પણ તેનું વર્ણન લખી શકાય નહીં. મહારાજા વિક્રમાદિત્યના ધર્મરાજ્ય નીચે જેની ખ્યાતી ચાર ખુંટમાં પ્રસરી હતી તેમાં માધવને ઘણી વિશ્રાંતિ વળી. પોતાનાં દુઃખ વિસરી જશે એવું તેને દીસવા લાગ્યુ. તેનું સઘળું ચિત ચિંતાએ ઘેરાએલું હતું તોપણ સુંદરસ્વરૂપા નગરસુંદરી ઉજ્યનીનું સ્વરૂપ નીહાળવા તેનું ચિત ચોંટી રહ્યું હતું. તેની અદ્‌ભૂત બાંધણી અને શેહેરની રચનાથી તે છકજ બની ગયો. આરસપહાણનો સુંદર જડિત તથા અત્તર ગુલાબથી બેંહકી રહેલો રસ્તો, ત્યાંના નવનવા માણસો, તેમની વાકય સરળતા તથા વિનયતાથી તે મોહી પડ્યો. તેને ત્યાં સઘળું નવનવું અને સઘળું શીખવાનું દેખાયું તથા દુખીઓના દીલાસારૂપ અને સુખીઓના વિશ્રામસ્થાનરૂપ સુંદર ઉજ્યનીમાં તે દીવાનાની પેઠે ભમવા લાગ્યો.

'સર્વે શુદ્રો દાન કરવામાં તત્પર થએલા, બ્રાહ્મણો વેદ

પરાયણવાળા, તમામ પુરૂષો રૂતુ સમયે સ્ત્રી ગમન કરનારા, અને હમેશાં સઘળા મનુષ્યો આનંદમાં મગ્ન રહેનારા હતા.'

'તે નગરના રહેવાશીઓને સર્પોના ભયની ધાસ્તી કદી પણ રહેતી નથી. તેમ પારકા રાજ્ય તરફથી પણ જેને ભય નથી.'

એવી અભય ઉજ્જેણી નગરીની અંદર માધવે જે વખતે પ્રવેશ કર્યો તે વખતેજ ક્ષુધાએ આવી તેને ઘેર્યો હતો. પેટના પડદા ઉપર ભૂખ ગડદા મારવા લાગી હતી તેથી એક બ્રાહ્મણની પાસે તેણે ભિક્ષા માંગતાં કહ્યું જે—

"રૂપનો ભંગ કરનારી, દુર્બળતા પ્રાપ્ત કરનારી, કામાગ્નીને મંદ પમાડનારી, જ્ઞાનને ઘસાવનારી, તપને ક્ષય કરનારી, ધર્મને નિર્મૂળ કરનારી, પુત્ર, ભાઈ, કીવાં સ્ત્રીઓમાં ભેદ પમાડનારી, કૂળ પ્રતિષ્ટા તોડનારી, અને છેવટ તમામ દોષ ઉત્પન્ન કરનારી તેમ માણસને પણ હરનારી એવી જે ક્ષુધા તે મને પીડેછે."

ત્યારે તે બ્રાહ્મણે માધવને આદર સત્કારથી ભોજન આપ્યું અને કહ્યું કેઃ—"ચોર હોય, ચંડાળ હોય, શત્રુ હોય અથવા પોતાની માતાનો વધ કરનારો હોય, પણ કદી જો તેવો બ્રાહ્મણ વૈશ્વંદવ કરવાની સમયમાં આવેછે તો તે ઢીજ સ્વર્ગ લોક આપનાર થઈ પડે છે."

'અતિથિ એટલે પોતાની મેળે વૈશ્વદેવ વખતેજ આવેલો એવો જે બ્રાહ્મણ તે અને અપવાદી એટલે પોતાની નિંદા

કરનાર, એ બે જણ ભગવાન કહે છે કે મારા બાંધવ (ભાઈ) છે. તેમાં અપવાદી તે પાપને હરે છે. અને અતિથિ તે સ્વર્ગને આપેછે '

એ બ્રાહ્મણનાં એવાં વિવેકી વાક્યથી માધવ ખુશ ખુશ થઈ ગયો. ભૂખ્યાને મનભાવતાં ભોજન જમાડવામાં તેની એટલી શ્રધા દીઠી કે માધવ તેનો બદલો કેવી રીતે વાળી આપે ? તે વાતે માધવ અશક્ત હતો. 'પીડા મોટી પેટની ભગવંતે કરી ભેટ, સૌને સરજ્યુ છે સદા પાપરૂપ આ પેટ' તે પ્રમાણે સ્વતંત્ર માધવ પેટને માટે એક બ્રાહ્મણનો ઓશીઆળો થયો. અને તેને ત્યાં યાચવા ગયો. 'વળી પેટથી સૌ હેઠ' તે પ્રમાણે ભૂખ્યો માધવ પોતાના પ્રાણથી પણ વ્હાલી જે કામકુંડલા તેને પણ વિસરી ગયો. ખાઈ શાંત થયો અને સઘળી શુદ્ધ ઠેકાણે આવી. જમી પરવાર્યો અને બ્રાહ્મણનો મહા ઉપકાર માની વિદાય થયો. હવે તેને કામકુંડલાના સ્મરણના તરંગે ઘેર્યો, પ્રાણપ્રિય અર્ધાગના યાદ આવી, વિશેષ વિચારમાં આવી પડ્યો, દુરદેશમાં વિયોગી જોડું કેમ નિર્ગમન કરશે ? મારા વિના કામકુંડલા કેમ જીવશે ? અરે ઈશ્વર તેની શી ગત થઈ હશે ? તે સુખી હશે કે દુખી ? મારા વિના તેને હું કેવી રીતે ધીરજ આપું? શાંતિ સુખનું ઓસડ જે મારૂં દર્શન તે તો તેને ક્યાંથીજ કરાવાય ? દુરદેશાવર નીકળ્યાને પણ ઘણા રોજ નીકળી ગયા. અને હજી પણ દીવસપર દીવસ વેહેતા ચાલ્યા જાય

છે. પાછા મળવાની તો જરા પણ આશા રહી નથી. ત્યારે કેવી રીતે મેળાપ થશે! પણ લાવ જીવ! પત્રદ્વારાએ પ્રાણપ્યારીનું આલીંગન તો કરૂં અને તેને મારૂં પત્રદ્વારાએ દર્શન આપી તેનું હૈયું શાંત કરૂં. માધવ બેઠો, સ્વસ્થ થયો, અને દુવાતકલમ તથા કાગળ લઇ શું લખું એની ચિંતામાં પડયો. જે ઉપમા આપવી ઘટે તેથી પણ તે અધિક ઉપમા આપવાને તે લાયક ઠરીછે. ત્યારે તેને શી ઉપમા આપવી! ઘડી બેઘડી વિચાર કર્યો અને વિચારમાં ને વિચારમાં કાગળપર કલમ ચલાવવા અને ભરેલી કલમ કાગળપર લખવા ઉપાડી. પણ વળી વળી તે લખતાં હઠયો.

હવે છેવટ આવી અને લખવું શરૂ કર્યું.

અધિક તેજોમય પ્રાણપ્રિય અર્ધાગના કામકુંડલા.!!! મારી વ્હાલી સ્વરૂપા! તારા નામને શ્યાં શ્યાં વિશેષણોથી સુશોભિત કરૂં? જેજે વિશેષણો લગાડવા હું મનપર લઊંછું તેથી તો તું અધિક શોભાયમાનછો. કદી ચંદ્રનું વિશેષણ તુંને આપું તો ચંદ્ર તો હમેશાં ક્ષયવૃદ્ધિ થયાજ કરેછે. પણ તારૂં મધુર મુખાર્વિંદ તો હમેશાં અધિક તેજોમય થતું જણાય છે. સૂર્યની સરખામણી તારા મુખ સાથે કરવી એ પણ નિરર્થકછે, કારણ સૂર્યથી તો બહારની દ્રવ્ય અને પાસેની પ્રતિમાઓને હું દેખી શકુંછું. અને તે જ્યારે અસ્ત પામેછે ત્યારે કશું નીહાળી શકતો નથી. પણ હે પ્રિયા તારા મૂખ રૂપ સૂર્યનું મને જ્યારે સ્મરણ આવેછે ત્યારે રાત્રી હોયછે

અથવા દિવસ હોયછે પણ તારી ચકચકિત તેજોમય મૂર્ત્તિ અસંખ્ય યોજન જે દૂરછે તે મારા હૃદય કમળમાં વસી જાયછે. હે પ્રાણપ્રિયા ! સૃષ્ટી સૌંદર્યતામાં સૂર્ય, ચંદ્ર આતુલ શોભાનો શણગાર ગણાય છે પણ તે તારી શોભાની તુલના કરનાર નથી. ત્યારે તારી બરોબરી કરવાને એ બંને વસ્તુઓ બાતલ ગણાય છે. ત્યારે હું તારા હસતા વદનને શાની ઉપમા આપું ? હે પ્રિયા ત્યારે તું હમેશાં અવરણ્ય-છો એમ ગણી તારા નામ સાથે કોઈ અવર શોભાનું વિશેષણ લગાડયું નથી.

હે પ્રિયા ! જ્યારે હું પરદેશ જવા નીકળ્યો અને તુંને ખરેખરી ખબર પડી કે આતો જરૂર પરદેશ જવા તૈયાર થઈ ચૂકયોછે ત્યારે તારૂં મૂખકમળ તો કેવળ સુકાઇજ ગયું. તું કેટલીએક વસ્તુના ત્યાગ કરી બેઠી. પણ સર્વ નકામું ગણી હું ચાલી નીસર્યો અને તારૂં સ્મરણ કરતો ઉજ્યની નગરીમાં ઉતર્યોછું. જેવી તારી દશા મારા વિનાની છે. તેવી મારી દશા તારા વિયોગે કરી થએલી છે. મુનીઓ જેમ અહરનિશ બ્રહ્મ (ઈશ્વર) ને સંભારે છે, હંસો જેમ માનસરોવરને સમરે છે, અને વનના તાપથી તપેલા હાથીઓ જેમ રેવાનદીના થંડા પાણીને ઈચ્છેછે તેમ હું તારા દરશનનો આતુર બની તારા મીલાપને બહુજ ઈચ્છુંછું. માટે હે પ્રિયા ! તારો અને મારો જ્યારે મેળાપ થશે ત્યારે તો ધન્ય દિવસજ ગણાશે. મયુરો પર્વતમાં વસેછે અને મેઘ

તો આકાશમાં છે તેમ લક્ષ યોજનને છેટે સૂર્યછે અને જળમાં કમળ રહેલ છે. બે લક્ષ યોજન ચંદ્ર જે ઉત્પન્ન નામના કમળથી દૂરછે પણ એટલાં દૂર ન હોય એમ જાણવું. કેમકે જે જેના હૃદયમાં વસનાર છે તે કદાપી દૂર હોય તો પણ દૂર નથી એમ સમજવું ઉત્તમ છે. જેમ દુખી થએલા હંસો માનસરોવરના સમાગમને ઈચ્છેછે તેમ હું દુઃખી થએલો તારો હંસ તારા સમાગમને ચાહુંછું. ગાય જેમ પોતાના વત્સને સંભારે છે, ચકવી જેમ સૂર્યને સંભારે છે અને બપૈયો જેમ વરસાદને યાદ કર્યા કરેછે તેમ હું પણ તારા સમાગમની ઈચ્છા રાખુંછું. દૈવગતી બળવાન છે અને સઘળું કરવા તે સમર્થ છે. મનુષ્ય માત્રની ધારણા નિષ્ફળ જાયછે, માટે વધારે બકી જવું એ સત્યવાદી અને વીરપુરૂષો માટે ઉત્તમ નથી. સુખદુઃખ શરીરપર પડેછે તો તે સહન કરવાં અને સત્ય આચાર વિચારથી વર્તવું એ મનુષ્યનું કર્તવ્ય કર્મ છે. હું શ્રી જગદીશ્વરાયની કૃપાથી આનંદમાં દિવસ ગાળુંછું અને તારી રમણ્ય મૂર્તિનાં દર્શન કરવા હમેશાં સ્તુતિ કર્યા કરૂંછું. તો તે પરમેશ્વર પાર પાડે.

તથાસ્તુ.!!

લી

તારા સ્નેહપાસમાં બંધન થએલો અને
મળવાને આતુર થએલો એક વીરહી

**માધવ!**

કાગળ લખ્યો. અને તે ફરીફરી વાંચ્યો, હસ્યો અને મળવા તુલ્ય આનંદ પામ્યો. તેના મુખની કાંતિ લાલાશપર આવી ગઈ અને જેમ કામકુંડલાની સમક્ષ વાતો કરી પરદેશ જવાની વેળાએ જેમ ધીરજથી સમજાવતો હોય તેવો દેખાયો. કાગળ બીડયો અને પોતાની પ્રિયપત્નિ કામકુંડલા તરફ રવાના કર્યો.

દુઃખમાં દીવસ ગાળતી ગરીબ બિચારી કામકુંડલા કામાવતીનગરીમાં થતા કામકલ્લોલમાં ભાગ લીધા સિવાયની જીંદગી ગુજારવા લાગી. પ્રાણપતી પરદેશ ગયાની વાત સાંભળી તે લેવાઈ ગઈ અને પ્રિતમને વળાવી મૂર્છાગત થઈ. તેની સખીઓ તેને અવાસમાં લાવી આસનાવાસના કરવા લાગી. અનેક ઔષધોપચારથી તેની પ્રકૃતિ દુરસ્ત લાવવા તનમન અને ધનથી મેહેનત કરવા લાગી. સૌભાગ્યવંતી થએલી સુખીજીવ કામકુંડલાને સ્વપ્નાવસ્થામાં પણ ખ્યાલ નહીં હતો કે તેને આવા દુખના દહાડા આવશે. પોતાને મળેલો પ્રાણપતી અમતનહા મૂકી એકદમ ચાલ્યો જશે તે એના ભવિષ્યમાં પણ પારખવામાં આવેલું નહીં. અચાનક સ્વામીનો મેળાપ અને અલ્પ સમયની સુખસમાગમની રાત્રીએ તેને એમ સ્વપ્ના સમાન થઈ ગઈ. તેના સુખનો ઉદય થયેલો સૂર્ય એકદમ અસ્ત થઈ ગયો. દિવસે દિવસે પ્રાણપતીના વિયોગથી વિલાપ કરવા લાગી અને શણગાર તજી પતિવ્રત ધારણ કરી બેઠી. એક દિવસ ઉ-

પવાસ અને એક દિવસ ફળાહાર કરી દેહ દમવા લાગી. અને પ્રાણપતીના મેળાપ માટે અનેક વ્રતો આચરવા લાગી. દેવમંદીરો અને કથા કીર્તનથી તે દિવસ ગાળવા લાગી તથા પ્રાણપતીનું ધ્યાન ધરતી રહી. રાજગૃહમાં જઈ નાચ તમાસા અને નાયકા ભેદનાં અવર્ણ્ય નખરાં તો તેણે તેજ દિવસથી તજી દીધાં પોતાનો પ્રાણપતી ક્યાં ગયો, તેનું શું થયું, તથા હાલ કેવી હાલતમાં હશે, તેનાતેજ વિચારમાં સૂકાવા લાગી અને વીલી પડતી ગઈ. કયા દેશમાં હશે અને ત્યાં શું કરતા હશે? મને સંભારતા હશે કે નહિં? તેના તે વિચારમાં નિદ્રામાંથી જાગી ઉઠતાં હર વખત ઘેલીની પેઠે બકતી હતી.

આવી સ્થિતિ તેની કેટલાક કાળ સુધી ચાલી રહી. પોતાના પતીના કાંઈ પણ શુભ સમાચાર નથી આવતા તેથી તે દેહપર વિશેષ દુઃખ સહન કરવા લાગી. તેવામાં માધવનો લખેલો પત્ર આવ્યો. અને પ્રફુલ્લિત હૈડેથી તે કરકમળમાં લીધો. છાતી સરસો ચાંપ્યો અને આલીંગન આપી પોતાનું મૂખ મલકાતું કરી શરમાવા લાગી. જાણે પતી સમક્ષ બોલતાં શરમાતી હોયની શું. તેવી તેવી રીતે કાગળ વાંચતાં શરમાણી. તેની ખુશાલીનો તો પાર રહ્યો નહીં. અને વિચારવા લાગી કે હું કેવી અભાગણી છું કે પ્રાણપતીના દુઃખના સમયમાં ભાગ પણ લઈ શકતી નથી. સંકટ સમયે તેના દુખની ભાગીયણ થઈ નથી તોપણ તે મારા

ઉપર કેટલો સ્નેહ રાખે છે તે આ કાગળ ખાત્રી કરી આપે છે. આહા ! શી તેની ઉપમા ! અને શી તેની લાઈકાઈ છે કે પત્ર લખવામાં કશી મણાજ રાખી નથી. તેની ચાતુરી આગળ મારી કળા કશી લેખામાંજ નહીં. હું આપના પ્રત્યુત્તરમાં શું લખું ! કેવી ઉપમા આપું ! શું સમાચાર લખું. ? લખું કે તમારા વિયોગથી મારા દિવસ દુખમાં જાયછે. ના ના! તેમ લખવું તો વ્યાજબી જણાતું નથી: કારણ દુઃખી હાલને દુઃખ બનાવી દુખી કરવા એ મારૂં કામ છે ? મારૂં કામ તો એજ છે કે એ દુઃખી જીવને અતી આનદ પમાડવો. જેવો આનંદ તેના પત્રથી મને થયો છે તેવોજ પત્ર મારે પણ લખવો જોઈએ કે તેમને પણ આનંદ થાય. શું લખી તેમને આનંદ પમાડી શકું ? મારાં કેવાં વચનોથી તેઓ સુખી થશે. શું લખું કે તમે મને સત્વર મળો. અથવા લખું કે તમે મને તેડાવી તમારાં દુખની ભાગીબણુ કરો. ના ના, એ બનતું તો અશક્ય છે. કદાપી પરદેશમાં આવી રીતે લખવાથી તેઓ મને મળવા અને હું તેમને મળી શકું એવી યુક્તિ કરવામાં પાછા પડશે તો વધારે દુખી થશે . અને પ્રાણપતી દુખી થાય ત્યારે તો હુંજ દુઃખનું કારણ બનું. નહીં, નહીં, ત્યારે તો એ વિચાર પણ નિરર્થક. વિચારી જોઉં કે એ પ્રાણપતી શું જવાબ માંગવાની ધારણા રાખેછે. તેનો પત્ર વાંચી હું જાણી લઉં તો ખરી કે પત્ર લખવાનો તેમનો શો અર્થ છે. શા બાબત તેઓ અચળ રહેવા મને કહેછે. જે કામ કરવામાં હું શક્તિ-

હીન હઈશ તે વિશય તેમણે વિશેષ વર્ણવેલો હશે. તેમની ઈચ્છા હુકમ રૂપે નહીં પણ શિક્ષા રૂપે તેણે લખી હશે એ તેમની ખરી ચતુરાઇનો નમુનો હશે માટે .ફરીથી કાગળ વાંચું અને બરાબર સમજી પાછળથી તેને યોગ્ય લાગે તેવો જવાબ લખું.

કામકુંડલાએ પત્ર પાછો કરમાં લીધો અને અથથી ઈતિ સુધી બરાબર ધ્યાનથી વાંચ્યો. મયુરો પર્વતમાં વસે છે અને મેઘતો આકાશમાં છે, તેમ લક્ષ યોજનને છેટે સૂર્ય છે અને જળમાં કમળ રહેલું છે વગેરે વાક્યો તેણે કેવાં માર્મિક મૂકેલાં છે. તે મતલબ કેવી અવર્ણ્ય લખેલી છે. 'મયુરો પર્વતમાં વસેછે' એટલે મારા પ્રાણપતી એક દૂર દેશની મુસાફરીમાં રહેલા છે. 'અને મેઘ તો આકાશમાં છે' મતલબ વરસાદ રૂપ હું જે તેની પ્રાણપ્રિયા તે તો તેનાથી અસંખ્ય ગાઉ દૂરછું. ઓહો ! શો તેમાં ભાવાર્થ સમાએલો છે. 'વરસાદ આકાશમાં અસંખ્ય યોજન ચડી ગયો છે તો પણ તેપર વ્હાલ કરી મયુરો તેને બોલાવે છે તોપણ વરસાદ તેમને ન લેખી આવતો નથી. તેમ હું પણ તેથી દૂર રહી તેમના મારા પ્રત્યેના અવગુણ ભૂલી જાઉં અરે હાય હાય ત્યારે આ જીવતું શા કામનું ! પ્રાણપતી આપને એમ લાગ્યું કે દુર રહેલી પાપી કામકુંડલા તે મને વિસરી ગઇ હશે. નહીં, નહીં. પ્રિયપતી એવો આરોપ મારી ઉપર મૂકવા પેહેલાં આપ વિચારો અને એવું લખતાં ખંચાઓ. હું તમારા પ્રત્યે નીખાલશ દિલની છઉં. એ આપને હું શા-

બીત કરી આપીશ. આપ મને જુદી દેખોછો પણ તમે મને આપની પાસેનીપાસે અને તમારી સમજજો.

શું હું પ્રાણપતીને કાગળ લખી આવા ઠપકાથી તેમનું દિલ નારાજ કરૂં? નહીં. દુખી દિલને વધારે દુખાવવું દુરસ્ત નહીં. મારે એક ટુંકમાં માર્મિક એવો પત્ર લખવો કે જેથી પ્રાણપતી ખુશ ખુશ બની જાય, અને તેમનો અધિક પ્રેમ મારા ઉપર થાય તથા પત્ર પણ એવો લખવો કે ગમે તેવા વિચારમાં પડેલા હોય તોપણ તેથી આનંદિત થાય.

મારા પ્રાણપતી પ્રાણેશ માધવ!

સ્વામીનાથ! આપના પત્રની આતુર દાસીથી આપની કશી સેવાચાકરી થએલી નથી. પત્ર લખવો એવો ઉદ્દેશ પણ આપે આજેજ કરાવ્યો. શું લખું એ કાંઈ મારી અલ્પમતિથી દાસીને સુઝતું નથી. આપ આ દાસીને માટે આટલું આટલું સંકટ સહન કરોછો તેનો બદલો હું આપને કેવી રીતે વાળી આપીશ. આપને વિષે નહીં લખતાં એટલુંજ લખુંછું કે.

"હું અહીં વસુંછું પણ તમારી—સ્ત્રીછું અને તમે ત્યાં વસોછો પરંતુ મારા—પતી છો" વિશેષ શું લખું? ભૂલચૂક ક્ષમા કરી દાસી ઉપરનો ગુસ્સો દુર કરશો. થોડું લખ્યું ઘણું કરીને માનજો.

લી.

આપની વીરહીદાસી કામકુંડલા.

કાગળ લખી લીધા પછી વારંવાર વાંચી વિચાર કરવા લાગી જે આવા તોછડા અને અલ્પ સમાચારથી સ્વામીનાથ શું સમજશે? વધારે શું લખી શકું! વધારે લખવાની તાકાત તથી. સ્વામીનાથ સરખી વિદ્વાન, સ્વામીનાથ સરખી નિપુણ. અને સ્વામીનાથ સરખી જો કળા વિદ્યામાં જાણીતી હોત તો ખચિત તેવા કાગળ લખવા હિમ્મત કરત.

ફરી ફરી કાગળ વાંચીને આનંદિત થઈ. અને વિચારવા લાગી જે આવા અલ્પમતિએ લખાએલા કાગળથી સ્વામીને હસવું આવશે. કાગળથી વારેવારે તેને હું યાદ આવીશ તેથી વિશેષ મારે શું જોઇએ? એમ કરતાં કાગળ બંધ કરી રવાને કર્યો.

માધવ તરફ આ કાગળ આવ્યો વાંચી પોતાની પ્રેમદાની આવી સરસ ચતુરાઇ ઉપર તે ખુશી થયો. બે બોલની અંદર તેણે બોતેર કળાનો સમાસ કરી દીધો તેથી વારંવાર વાંચવા લાગ્યો. "હું આંહી વસુંછું પણ તમારી–સ્ત્રીછું અને તમે ત્યાં વસોછો પરંતુ મારા–પતીછો" વાહ! શી તેમાં વિશેષતા સમાએલી છે. તેણે મારા અધીરા દીલને વિશ્વાસ આપવાની ખાત્રી સાથે ભલામણ આપીછે. ખરેખર મારા કાગળથી તેના હૃદય અંતરમાં મારા તરફની સખ્ત લાગણી ઠસીછે. પ્રેમાલ દીલથી જોડાએલ જોડું કદી પણ તુટતું નથી. અને કદી વચ્ચે કાંઈ વિઘ્ન આવેછે તો તેને ગણકારતું નથી. તેમ આ યુવાન સુંદરીનો પ્યાર મારા

તરફ અથોક છે. તેવો અરથ તેના કાગળ ઉપરથી જણાયછે.

માધવ પોતાની પ્રાણપત્નીના આવા નિર્મળ પ્રેમથી ખુશી થયો અને મળ્યા તુલ્ય આનંદ માનવા લાગ્યો. પોતાનું શ્રેય શી રીતે થાય અને પોતે કામકુંડલાની સાથે કયારે મળી ઘરબાર માંડી સુખશાતામાં દિવસ નિર્ગમન કરે તેવી તદબીર શોધવા લાગ્યો. ઉજ્જયની નગરીમાં મહાંકાળેશ્વરમાં પોતાનો ઉતારો રાખ્યો અને અહોનિશ હૃદયમાં પોતાનું ભલું શી રીતે થાય તે વિચારવા લાગ્યો.

---

# પ્રકરણ ૪ થું.

## પ્રેમનું શોધન અને સ્નેહનું પરીછીન.

કયાં ચંદન મલીયાગીરી,
કહાં સાયર કહાં નીર;
જેમ જેમ પડે વિપતડી,
તેમ તેમ સહે શરીર.

ક્ષીપ્રાનદીના ત્રટપર સર્વ ભોમ શણગાર અને અનમી ધરામાં સધરા થયેલી ઉજ્જૈયની નગરીના મધ્ય બીદુરૂપ મહાંકાળેશ્વર રૂપ જ્યોતિર્લિંગ અતી પ્રખ્યાત છે. આર્યવતની વીમતીરાંગનાઓના તનમન ધનથી પ્યારા એ મહાંકાળેશ્વર બાર જ્યોતીર્લિંગમાંનું એક ગણાય છે. આસપાસ ઉંડી ખાઈ અને તેની પેલીતરફ છાતી વરાબ ડુંગર ઉપર રક્ષા-

ણુર્યે મજબુત પથ્થરની દિવાલ ચણેલી છે. ઠામઠામ વછ-રીઓ અને કોઠાઓથી દીવાલના વક્રભાગથી થએલા અષ્ટ-કોણ દીઠામાં આવેછે. દીવાલના અંદરના ભાગમાં પેસતાંજ મોટી શીલાઓથી જડી લીધેલો ચોક આવેછે અને તેમાં ઠામઠામ ઓરડીઓ કાડેલી છે. જેમાં ઠેકાણે ઠેકાણે ગૌશા-ળા, અશ્વશાળા, અને શાસ્ત્રીજીઓની પાઠશાળાઓ આવી રહી છે. વિશ્રામાલયની વિશાળ જગ્યા નિર્મળ કરી દીધેલી હોવાથી સાફસુફ જણાય છે. અને દેશપરદેશના વિદેશી વીર પુરૂષો, નિરાશ્રીત અનાથો, અતિત, વેરાગી, સાધુસંત, યોગી, સન્યાશી અને યાત્રાળુ તથા વાટમાર્ગુ ત્યાં ઉતરી રાતવાસો રહી પ્રભાતમાં પંથે પડેછે. મહારાજા વિક્રમની સુનીતિની સાથે તેમની ધર્માચરણની ન્યાય રૂઢી તથા ઠા-મઠામ પાકા પહેરેગીરોના જાપતાથી નીવાસી લોકોના મન ઉચક રહેવાને બદલે શાંત રહેતાં કેમકે ઉજ્જયનીમાં કોઇ કોઇનો માલ તકાવતું તો નહીંજ. પણ આવા પાકા બંદો-બસ્તથી કોઇ હરામી લોકની દાનત ફળીભૂત પામવાની તો જવલેજ વાત બનતી એટલે સૌ લોકો પોતપોતાને આશ્રમે નિશ્ચિત્ત થઇને બેસતાં અને વગર બીકે સૂઈ રહેતાં હતાં. તેથી આ વિશ્રામ સ્થાન એ ખરેજ વિશ્રામ સ્થાન સમાનજ ગણાતું. એ ગેરવ્યાજબી નહીં હતું.

ત્યાંથી આગળ ચાલતાં એક નાજુક કીલ્લો આવનો તેના દ્વાર પીતળના હોઈ સોનારૂપાની કારીગીરીથી અતી શો-

બાયમાન કર્યા હતાં. તે ખાસ કીલ્લાની અંદર મહાંકાળેશ્વર મહાદેવનું અદ્દ્ભૂત મંદીર આર્યકારીગીરીની બાંધણીનો અપૂર્વ નમુનો છે. જેમનં મન ક્યાંહી શાંત થતું નહોય, ચોગરદમ ફરી જેઓ કોઇ વસ્તુ જોવાને ઇચ્છા ન જણાવતા હોય, બીજી કારીગરીઓ વખાણી જેને કીર્તીની શીખરે ચડાવી દેતા હોય તેમને તો ખરેખર આ મંદીર બનાવી તેમનો ગર્વ સમાવી દેવાને પુરાવા રૂપ છે. કિલ્લામાં પેઠા કે આરસપથ્થરના અવનવા પથ્થરથી જડેલા મોટા ચોરસાઓ જડેલા માલુમ પડેછે. જેથી ચાલનાર મનુષ્યના ચરણ શીતળ બની જાય. ચોરસીઓ જડવામાં પણ કારીગરોએ સરસ ચતુરાઇ બતાવી સારો ચીતાર ઉભો કરેલો હતો. જે જોવાથી મૂર્ખ અને હુંશીઆર કારીગરલોકોને તો અચરતી થયા સિવાય રહે નહીં. લેભાગુ કારીગરલોકોને તો તે કારીગરી કાંઇ લેખામાંજ નહીં કારણ જમણા હાથમાં હથોડો અને ડાબા હાથમાં ટાંકણું તથા બે પગની વચ્ચે મોચીની પેઠે પથ્થર પકડી ટાંકતા આવડ્યો—અને ઉત્તમ કારીગર બન્યા એટલે એવા લેભાગુ અભીમાની લોકો તથા શેહેરના રહેનાર સ્થાનિક લોકોએ કારીગીરી ઉપર વખતેજ દ્રષ્ટી નાખતા. પણ બીજા જનો તો આટલુંજ નીહાળી સ્તબ્ધ બની જતા. અને બનાવનાર મહાન કારીગરની કારીગરી ઉપર પ્રસન્ન થતા.

આ ચોકમાંથી આગળ જતાં સુંદર સોના રૂપાથી જડે-

લો કઠેરો છે અને તેની બંને બાજુએ સુંદર આરસની ધોળી દીવાલ દીપી રહી છે. જેમાં એક તરફ ગણપતી અને બીજી તરફ મહાવીર હનુમંત જતી, બીજા સ્થાનમાં બીરાજી રહેલા છે. એ કઠેરાની સનમૂખ ઉભી મહાંકાળેશ્વરની જોતિષલીંગનાં દરશન કરનાર લોકો નમન કરી ત્યાંથીજ ઘંટ વગાડી ચાલતા થાય છે. અને પુજારી લોક એ કઠેરાની બારીમાં પેશી નાના ચોકમાં આવેછે અને તે મંદીરના રત્ન જડીત ઊંબરાપર ચર્ણ મૂકી અંદર પ્રવેશ કરેછે. અંદરની તમામ દીવાલ આરસ પથ્થરની અને સોનેરી પતરીથી જડેલી અને હીરા માણેક મોતી અને પાનાએથી અંદર નકશી કામની કારીગીરી કરેલી તેથી નવા સવા આવેલા પૂજારીનું ચિત્ત થોડી વખત તેમાં લપટાઈ રહ્યા વિના રહેજ નહીં. એક તરફ શક્તિના ગોખલાની દીપમાળ પણ સોનાની બનાવેલી ઉત્તમ કારીગીરીથી શોભી રહી છે અને એક ખુણાની અંદર ટાંગેલી દીવાની સાંકળ સોનાની રત્ન જડીત્ર હોવાથી એક દીવાએ આખા મંદીરમાં ઝગઝગાટ થઈ રહેછે.

પુજા કરવા આવનાર તમામ નવા જુનાઓને પુજા કરવાની છુટ હોવાથી માધવ દુ:ખી હાલતમાં વિશ્રાંતી લેવા અને મહાંકાળેશ્વરનું સ્મરણ કરવા આજ સ્થાનકમાં આવી ચડયો. પુજા કરનારાઓમાં આ માધવ અતી સ્વરૂપે દીપતો પણ ઝાંખો જણાતો. કારણ પોતાની વહાલી કામકુંડલા મારા વીના કેવી દુખી હશે તથા હું તેના વિના કેવો

સંકટ સહન કરૂંછું તેવાજ વિચારમાં તે લેવાતો ગયો. તેના મોં ઉપરથી શકારા ઉડી જવા લાગ્યા અને હજારો સ્ત્રીઓને મોહાવનારો માધવ હવે કામકુંડલા સિવાયનો દીવાનો બની જવા લાગ્યો. તેની જુદાઈમાં અન્નાદક તથા નિદ્રાપણ વર્જિત કર્યા. કોઈ સાથે ન બોલવું ચાલવું કે ન બેસવું ઉઠવું યાત્રાર્થે આવેલા હજારો પ્રવાસીઓના સમુહનો મેળાપ એ વિશ્રામ સ્થાનમાં થતો પણ તેને બેજ પ્રશ્ન પૂછતો. ક્યાંથી આવ્યા ? અને ક્યાં જવાના છો ? ને તેના પ્રત્યુત્તરમાં કામાવતી નગરીનું નામ આવતું તોજ તે બોલતો અને ઓળખાણ પીછાન કહાડી વાતચીત કરતો. પછી કામકુંડલાની ખબર અંતર પૂછતો અને પોતાના કુશળ સમાચાર કહાવતો. પણ કદાપી દુરભાગ્યે એ બંને સવાલમાંથી એકે જવાબ તેને અનુકુળ નહીં આવતો, તો તેની સાથે તેની વાતચીત બનવી ઘણી મુશ્કેલ થતી. તરત ઉઠી તે ત્યાંથી ઉદાસી ચેહેરે ચાલ્યો જતો.

માધવ હમેશાં શંકરની સમીપ દર્શન વખતે બોલતો કે:— ભવ અને રૂદ્ર જેને કહેછે તેવા શીવજીને નમસ્કાર, ઈશ્વર અને વૃષાંક નામે ભીમાય કહેતાં ભયંકરરૂપ ધારીને નમસ્કાર છે ભવ, શર્વ, નીલગ્રીવસ્થુલ અને સૂક્ષ્મરૂપધારી તથા બહુરૂપી શીવજીને નમસ્કાર કરૂંછું. આવી રીતની છેવટની સ્તુતી શંકરની કરતો અને મોડી રાત્રે નિદ્રા લેતો. તેપર જન મેળાપ થયેથી બોલતો કે:—

એક માણસનો જો મેળાપ થાયછે તો બહુ દુઃખ થાય છે અને એક એવો માણસ મળેછે કે તે જો આપણથી દૂર જાયછે તો બહુજ કષ્ટ થાયછે માટે દુર્જન કીંવા સજ્જન એ બંનેમાંથી કોઇની પણ વિશેષતા સારી નહીં.×

આવા વિચારમાં પડેલો માધવ તોડલા ઉપર નીચેના મતલબની ગાથા લખવા લાગ્યો. 'ગુણને જાણનાર વીરલા કોઈજ હોય અને નિર્ધની તેમ સ્નેહ વગરના પુરૂષો તો વિરામજ પામ્યા કરેછે પણ રણસંગ્રામમાં ધીરજવાળા તેમજ પારકા દુઃખે કરીને દાઝનારા એવા પુરૂષો તો કોઈકજ હોયછે.'

આવા અર્થની ગાથા લખી માધવ સુઇ રહ્યો અને પ્રભાત થએ શેહેરની અંદર ચાલ્યો ગયો. પુરપતી શ્રીમન મહારાજ વિવેક ચુડામણી પ્રિયદર્શી વિક્રમાદિત્ય મહાદેવની પૂજા કરવા પધાર્યા અને તેમના વાંચવામાં આ લીપી આવી. વાંચી વિસ્મય થયા અને બોલ્યા તથા ખૂબ ધ્યાનમાં ઉતારી પુજા કરી પોતાને મંદીર પધાર્યા. પોતાના મનમાં આ દુઃખી માણસની લાગણી થઈ અને પરદુઃખભંજનપણું પોતાને છે તે માટે વિચારવા લાગ્યા કે, મોજ મજામાં તથા સુંદરીઓના પ્રેમમાં પડી વસ્તીની દરકાર રાખવી નહીં એ

---

×एकमिलतदारूणदुःखदेहि, एकविच्छुरत मान हरिलेहि (तुलसीदास) सज्जनदोउप्रकारके दोउमे दुःखदेत, एकआवेदुःखउपजे एकगयेमानहरलेत.

રાજનીતિ શાસ્ત્રમાં કહેલું નથી. માટે આ દુખી માણસનાં વ્યાજબી હોય તો દુઃખ ટાળવાં.

'શરદઋતુમાં વરસાદ ગર્જના કરેછે પણ વરસતો નથી અને વરસાઋતુનો જે વરસાદ ગર્જના વગરનો હોય છે તે વરસેછે. તેમજ અદકું બોલનાર માનવી પણ ઝાઝું બોલેલું પાળી શકતા નથી અને ઉત્તમ લોકો બોલેછે પણ ઝાઝું લવાન કરતા નથી તેજ કામ પાર પાડેછે' માટે આ દુખીઆરાની બોળ નોકરોથી લેવી.

'ગાયો પોતાના માર્ગને સુગંધીથી ઓળખે છે, બ્રાહ્મણો વેદથી ઓળખાય છે, હરકોઈ વસ્તુને રાજા લોકો ચાકર પૈસાથી સારી પેઠે જોઇ શકેછે. અને બીજા લોકો સર્વને આંખોથી જોઇ શકેછે' આ પ્રમાણે મહારાજાએ વિચાર કરી તેની સોધમાં નોકરો મોકલવાનો નિશ્ચય કર્યો. વ્યાકુળ થએલો માધવ પોતાનો ઉભરો મિત્ર વિના કોની પાસે કાઢે. જ્યારે જ્યારે તેનું હૈયું વ્યાકૂળ થતું અને કામકુંડલાનું સ્મરણ થતું ત્યારે ત્યારે તે ભીંતપર કાંઇ લખી પોતાનો ઉભરો સમાવતો આ વખત તેણે નીચે પ્રમાણે લખ્યું.'

'હું શું કરૂં ને હવે ક્યાં જાઉં ? પૃથ્વીપર હવે રામચંદ્ર નથી જો રામચંદ્ર હોત તો તેને સ્ત્રીના વિરહ વેદનાની ખબર છે. સિવાય કોઇ પણ સ્ત્રી વિરહનું સંકટ સમજતું નથી.

પછી બીજે દિવસે મહારાજા જ્યારે પુજા માટે આવ્યા

ત્યારે તેમના જોવામાં આ ગાથા આવી ત્યારે પ્રતિજ્ઞા લીધી કે હું એ દુખીયા પુરૂષને જાણ્યા વિના જમીશ નહીં. ભલે રાજ્ય જાય, સઘળી લક્ષ્મી જાય અને મારૂં શરીર જાય તોપણ મારી પ્રતિજ્ઞા જાય નહીં. આ ઉપરથી શેહેરમાં આવી માહારાજાએ નાદથી જાહેર કરાવ્યું કે " જે આ ગામમાં એક દુખી પુરૂષ આવેલો છે તેને જે કોઇ શોધી આપશે તેને મોં માગ્યા દામ બક્ષીશ મળશે. " તેજ શેહેરની રહેવાસી ગોગવિલાશીની નામની વેશ્યા આવી અને ડાંડી પીટાતો ઢોલ પોતે વગાડી પોતે બોલી જે " હે મહારાજ એ દુઃખી પુરૂષને હું શોધી આપીશ માટે આપ સુખેથી ભોજન કરો." ત્યારે મહારાજ ભોજન કરવા ગયા અને ગોગવીલાશીની એ દુખી જીવ કોણ છે તેની સોધમાં પડી અને માધવ જે વિશ્રામસ્થાનમાં સુતો તથા દુઃખિત ગાથાઓ લખતો હતો ત્યાં જઈ મધ્યાન્હ રાત્રી લગી બેઠી, અર્ધ રાત્રીને સમયે સઘળા મુસાફરની અંદર સુતેલા માધવે એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો. એટલે ગોગવીલાશીનીએ તેજ દુખી પુરૂષ છે એમ પીછાન્યો. તેથી થોડો વખત ગયા બાદ એ નાયકા તેની પાસે હળવેથી સુતી અને એક પગ તેના ઉપર ધીરેથી રાખ્યો, ત્યારે તે નિંદ્રામાં લવવા લાગ્યો કે 'હે કામકુંડલે તારા બંને ચરણ તું મારા શરીર ઉપર મૂક, કે જે મૂકવાથી હું સુખી થાઊંછું.' આ ઉપરથી ગોગવીલાશીની નાયકા તેના વચન સાંભળી તે વીરહીને

જાણી ગઈ. અને તેના નામનો બરાબર પતો મેળવી તથા સ્વરૂપ ધ્યાનમાં રાખી મહારાજાને સરવે વાત જાહેર કરી.

હે નાયકા! તેં તે પુરૂષને કેવી રીતે ઓળખ્યો? મહારાજાએ ખુશી થતા કહ્યું. ત્યારે તે નાયકા બોલી કે આકારથી કીંવા ઈચ્છાથી, કીંવા ચાલવા ઉપરથી, વાચેષ્ટાથી અથવા બોલવા ઉપરથી તથા નેત્ર અને મોઢાના ચેહેરા ઉપરથી જેનામાં મદન હોય તે જણાઈ આવેછે.

જે કાંઇ પણ કામ પશુને શીખવેલું હોય તે પ્રમાણે તે કરેછે. એટલે ઘોડા અથવા હાથીને આપણે જે રસ્તે ચાલવાનું કહીએ તે રસ્તેથી બીજે રસ્તે ચાલવાનું કરતા નથી. ડાહ્યા માણસો જે હોય તેને કદી કાંઇ કામ ન કહેલું હોય પણ તે સહજ સમજી જઈ કરી શકેછે, બાકી ઈતર પુરૂષો તે તો ફક્ત કહેવાથીજ કામ કરેછે.

મહારાજાએ તે કામની નક્કી ખાત્રી કર્યા પછી તે વેશ્યાને ઇચ્છિત વર આપ્યો. અને માધવ એક બ્રાહ્મણ પુત્ર છતાં વેશ્યાની સોબતમાં ફસાએલો છે તે જાણી અત્યંત વિચારમાં પડયો. પ્રભાતમાં ઉઠી મહારાજાએ તે માધવની પૂંઠ લીધી અને તે બ્રાહ્મણ છતાં ગુણકા સાથે પ્રીતી રાખે છે, ત્યારે તે પોતાના ષટકર્મ શું સાચવી શકતો હશે? એવા આચરણવાળા બ્રાહ્મણને મદદ આપવી એ ઈશ્વરના અપરાધી થવા બરાબર છે, પણ તેમાં કાંઈ અવર ભેદ શું છે? માધવ આગળ અને મહારાજા તેની પાછળ ચાલ્યા

જાયછે એટલે તે પોતાના તમામ ખટકર્મો કરી તેમાં કોરો લોટ લઇ પાણી મેળવી પી ગયો અને તે દેખી મહારાજાને ઘણી દયા આવી. મહારાજાએ તેને પોતાને ત્યાં તેડાવ્યો. અને માન સહીત તેને બેસાડી પ્રીતી પૂર્વક કહ્યું કે—

હે મહારાજ ! વિદ્વાનનો ડોળ તથા આડંબર આપ પાસે બહુ છે. નારદજીથી સરસ વીણા હાથમાં રાખી છે છતાં સ્ત્રીમાં લુબ્ધ કેમ બની ગયા છો. સ્ત્રી એ એક નર્કની ખાણ છે. માધવ કહે મહારાજા લોહ, કાષ્ટ. પાશાણ, અને વસ્ત્રાદિકના બનાવેલા પુતળાંઓ પણ સજોડ હોયછે. પશુ પક્ષીઓ પણ હમેશાં સજોડ હોયછે. ત્યારે માનવી તો કેવીજ રીતે રહી શકે, અને પુરૂષોને સ્ત્રીથી ઘણુંજ અંતર હશે તેવા તો વીરલાજ હશે.

મહારાજા—પણ હે માધવ તપ, વિદ્યા, યશ, સારાંવ્રત, તથા કુલીનપણાના મદને વેશ્યા સ્ત્રી નાશ પમાડ્યા વગર રહેતી નથી. જેમ કુહાડાથી વૃક્ષો કપાઈ ગયા વિના રહેતા નથી તેમ વેશ્યાઓથી પુરૂષો દરેક વિરત્વતા ખોઈ બેઠા વિના રહ્યા નથી પુરૂષ ઉપર પ્રીતિ વાળી જે વીરાંગના હોય તે પુરૂષના સર્વ દ્રવ્યને હરીને છેવટે પ્રાણને પણ લીધા વિના રહેતી નથી. માટે તેવી સ્ત્રીની પ્રીતીમાં તેના વિયોગથી પરદેશમાં તેના વિહરથી મહાકષ્ટ થયા વિના રહેતું નથી. ખુશીથી કોઇ પુરૂપ સાથે સ્ત્રી વાત કરતી હોય તે વખતે તે બીજા પુરૂષ ઉપર દ્રષ્ટી નાંખેછે અને મનમાં

તોં ત્રીજાજ પુરૂષ વિશે ઘાટ ઘડેછે. માટે સ્ત્રી એ એકજ પુરૂષ ઉપર પ્યાર રાખેછે એ પણ સમજવું નહીં १ ખાટું બોલવું. સાહસિકપણું, કપટીપણું, મુંઢપણું, અતીલોભ, મહા અપવિત્રતા અને નિર્દયતા એ સાત દોષો સ્ત્રીઓમાં સમાએલા છે. માટે કામ કુંડલા નાયકામાં લુબ્ધ થઈ જવું એ સારૂં છે?

---

१ मायाकरंडीनरकस्यकुंडीतपोविखंडी सुकृतस्य सांडी ॥ नृणांविडंबीवनिताश्रितायेवृथागतंतस्यन रस्यजीवितं ॥ અર્થ—કપટ કરનારી, નર્કનો કુંડ, તપને વીખેરનારી, સુકૃતથી છોડાવનારી, મનુષ્યોને આશ્ચર્ય કરનારી જે સ્ત્રી, તેનો સંગ કરનાર પુરૂષોનું જીવિત વૃથા છે.

दर्शनात्हरतेचित्तंस्पर्शनात्हरतेमनः ॥
संगमात्हरतेवीर्यंनारीप्रत्यक्षराक्षसी ॥२॥
श्रुताभवंतितापायदृष्टाचोन्मादवर्द्धिनी ॥
स्पृष्टाभवतिमोहायसानामदयिताकथं ॥३॥

અર્થ—જોવાથી ચિત્ત હરાય છે. અડવાથી મન હરાય છે. અને સંગમ કરવાથી વિર્ય હરાય છે, માટે સ્ત્રી પ્રત્યક્ષ રાક્ષસીજ છે. ૨ સાંભળવાથી તાપ કરે છે. જોવાથી ઉન્માદ વધારે છે, અને સ્પર્શ કરવાથી મોહ કરે છે, એવી જે સ્ત્રી તેને દાયતા (વ્હાલી) કેમ કેહેવી. ? ૩

આ સાંભળી માધવ બોલ્યો કે સ્ત્રીના જોગ વીના બીજો કોઈ પણ પદાર્થ આ લોકમાં રસદાયક તથા સુખ ઉપજાવનાર છેજ નહીં. એટલે જેની અંદર બે ઘડીનો લાભ આનંદનો છે તે એકીજ વખતે ઉત્પન્ન થાયછે માટે અલ્પવાડી અમુલ્ય લાભ દાયક ગણાય છે. [२]તમામ રસોનું

---

स्तनौमांसग्रंथी कनककलशावित्युपमितौ
मुखंश्लेष्मागारंतदपिचशशांकेनतुलितं ॥
स्रवन्मूत्राक्लीनं करिवरशिरस्यार्धिजघनं
मुहुर्निंद्यंरूपं कविजनविशेशैर्गुरुक्रतं ॥४॥
कामनीको तन मानो कहियें सघन बन
उहां जाई सोतो कोहु भूलोई परतुहे. (सुंदरदास)

સ્તન માંશની ગાંઠો છે તેને સુવાર્ણના કળશની ઉપમા આપી છે મુખ કફનું સ્થાન છે તેને ચંદ્રની ઉપમા આપીછે અને મલીન મુત્ર સ્થાનને હાથીના કુંભ સ્થળની ઉપમા આપીછે. કવીઓએ મોટી ઉપમાઓ આપી સ્ત્રીઓને વખાણી છે.

૨ અમૃતનો કળશ સ્વર્ગમાં નથી તેમ સમુદ્રમાં પણ નથી પણ બે અમૃતના કળશ ચંદ્રમા તુલ્ય સ્ત્રીના વ્રક્ષસ્થળ ઉપર શોભે છે. અને કદી તે અમૃતના કળશ નજ હોય તો શંકરની દ્રષ્ટીથી મુએલો કામદેવ તે સ્તન સ્પર્શથી પાછો સજીવન કેમ થાય.?

સાર જેમ ઘી છે તેમ ઘ્રતથી પણ સાર જે અગ્નીમાં હોમેલું ઘ્રત તે છે. અને હોમેલા ઘ્રતથી વધારે સાર સ્વર્ગ લોકની પ્રાપ્તી છે. પણ સ્ત્રીઓ તો સ્વર્ગ લોકના પુણ્ય કરતાં પણ વધારે સાર રૂપછે. સર્વે રત્નો કરતાં સ્ત્રી રૂપી જે રત્ન તે બહુજ ઉત્તમ છે. તે સ્ત્રી રૂપી રત્ન પામવા સારૂ કેટલા પુરૂષો ધનનો સંગ્રહ કરેછે. તથા ધનને ઈચ્છેછે. ત્યારે સ્ત્રી રૂપી રત્ન વિના સુખ તો કયાંથીજ હોય? જેના મનમાં કપટ નથી એવી તથા હરણના સરખી નેત્રવાળી તથા જેનું સ્તનમંડળ વસ્ત્રથી ઢંકાએલું છે તો પણ તે સ્ત્રીની નવરંગી ચુંદડી સમે તમને કયારે આલીગન કરે. ૩

માધવના આવા પ્રત્યુત્તરથી મહારાજા વિસ્મય પામ્યા અને ફરી માધવ પ્રત્યે બોલ્યા કે હે માધવ તારે જો તેવી સ્ત્રીઓની જરૂર છે તો મારા આ શેહેરમાં તારી કામ કુંડલા જેવી ઘણી ઉત્તમ સ્ત્રીઓ રહે છે તેમાંથી જે તને પસંદ પડે તેની સાથે તારા વીવા કરાવી આપું અને તે સ્ત્રી સિવાય પણ જો તને કાંઈ ઈચ્છા હોય તો દ્રવ્યાદિકથી તૃપ્ત કરીશ.

## आर्या छंद.

३ पटविघटितमपिकुचतटमकपटमनसःकुरंगनयनायाः॥
मणिभवमयूखपटली,पटलीनततानसम्यगालोची॥ १॥
४ पीनस्तनीचंदनचर्चितांगीविलोलनेत्रातरुणिसुशीला

नांदोलितास्वहृदयेभुजाभ्यांवृथागतंतस्यनरस्यजीवितं।२
५ विशाळवेणीनयनाभिरामाकंदर्पसंपूर्णनिधानरूपा॥
भुक्ताशुतौयेनवसंतकाळेवृथागतंतस्यनरस्यजीवितं॥३॥

મહારાજાનાં આવાં વાકય પોતાને અરૂચ્યાં હોય તેવી રીતે માધવે ઉત્તર આપ્યો કે માહા સ્તન વાળી અને ચંદન ચોપડેલ ચપળ નેત્રવાળી તથા ભરપુર યોવનવાળી સ્ત્રીઓ પોતાને હાથે ઝાલી પોતાની છાતી સાથે જેણે આલીંગન કરેલું નથી. તે પુરૂષનું તો જીવતર વૃથા છે ૪ લાંબા ચોટલાવાળી પુરૂષને આનંદ આપનારી, રતી સ્વરૂપવાળી અને રૂપમાં ભરપુર એવી સ્ત્રી જેણે વસંતરૂતુમાં ભોગવી નથી તે પુરૂષનું જીવતર વૃથા છે. ૫ કેતકીના વિશાળ પત્રમાં જેમણે ક્રિડા કરેલ એવો જે ભ્રમર ને વળી સ્વેચ્છાથી જેણે મધુપાન કરેલ એવો સરદપુનમના ચંદ્રમા માફક સ્વચ્છ રાત્રીમા પદ્મના કોસમાં રાત્રીઓ પ્રાપ્ત કરેલી એવો; તેમજ હસ્તીના ગલ્લ સ્થળમાંથી મદ રૂપી જે પ્રવાહ નીસરતો તેમાં ફરવાવાળો એવો જે ભ્રમરગણ તે કેરડાના વૃક્ષમાં સંતુષ્ટ કેમજ થાય ?

આવી સુંદર અને સદ્ગુણી સ્ત્રીઓમાં આશક્ત થવું તો ઠીકજ પણ એક વેશ્યા સાથે આપણે વિશ્વાસપાત્ર રહેવું એ કેવું અયોગ્ય ? માહારાજાએ હસ્તે વદને માધવને કહ્યું. કામકુંડલા અને માધવ (હું) નો અગાધનો સંબંધ આગળનાજ જમાનાનો છે. શાપાનુસાર અવતરેલું આ જોડુ

માનવી દેહ ધારણ કરી અહીંમાં રહેલું છે. પરંતુ કામકુંડલા કાંઈ ગુણકા નથી. તેમ હું (માધવ) બ્રાહ્મણ પુત્ર માનવીથી ઉત્પન્ન થયેલો નથી.' માધવે ઘણે ઝીણે સ્વરે કહ્યું.

'એટલે'?—શંકાશીળ થઈ મહારાજાએ પ્રશ્ન કર્યો.

'હા સાહેબ. જેવી રીતે આપ પ્રત્યે મેં કહ્યું તેવી રીતે. એમાં કાંઈ શક જેવું નથી' માધવે કહ્યું.

'વિશેષ વિસ્તારથી સાંભળવા મારી ઈચ્છા છે' ઘણી આસ્તાથી મહારાજાએ કહ્યું.

' વિશેષ વાત પ્રચારવાની મારી ખુશી નથી. માટે જાહેરાંત મેદાનમાં વાત લાવવી ઠીક નથી.' માધવે વાત છુપાવવાની ધારણાએ મહારાજા પ્રત્યે નમ્રતાથી કહ્યું.

જાહેરમાં વાત લાવવા માધવની ઈચ્છા નથી માટે એકાંતમાં તેની સવિસ્તર કથા સાંભળવી માધવ એક માનવીથી ઉત્પન્ન થએલો નથી છતાં માનવી રૂપે છે અને કામકુંડલા એક ગુણકા છતાં ગુણકા નથી એ આશ્ચર્યકારક વાતછે. વિશેષ સંદેહ એ રહેછે કે શાપાનુસાર તેઓ સંકટ સહન કરેછે તો તેને શાપથી મુક્ત કરવા એ પરોપકારનું કામ છે. અથવા તેઓ સુખી થાય તેમ કરી આપવું એ વિશેષ સુખદાઈ છે. જાહેરાંતમાં લાવવા તેની ઈચ્છા નથી તો મારે પણ ગુપ્ત રાખવી. તેથી બંને જણ એકાંત જગ્યામાં ગયા અને માધવે પોતાની અથઇતી સુધી વાત કરી.[૧]

---

૧ × × × × × ×

મહારાજાએ વિચાર્યું જે આ માધવને તો કામકુંડલા સિવાયની કોઈ પણ સ્ત્રી રૂચતી નથી; માટે ગમે તેમ કરીને પણ હું તે બંનેને અન્યોઅન્ય મેળાપ કરાવી આપું. માટે

---

**દોહરો.**

મુકિત ક્ષેત્ર મહીમા ઘણો, કાશીપુર ગુણ ગામ;
સાક્ષાતકાર મુક્તિ પુરી, આપ ઇશ્વરનો ધામ. ૧
મણીરાજા મોટા ભૂપતી, સકળ કળા ગુણ જાણ;
કાશીમાં તેનો રહે, દેશ માંહી નવ દાણ. ૨
એક સમે શીવજી તહાં, આવ્યા ગંગા ઘાટ;
સ્નાન કર્યું બહુ સ્નેહથી, મણી કરણીકા ઘાટ. ૩
× × × × × ×
એવું જાણી શીવ રહ્યા, તપ કરવા તે દીશ;
આદ્ય નીરંજન અધીપતી, અઘના વાર એ ઇશ. ૪
વારૂ દિન કૈ વહી ગયા, જોવા પ્રીયા પ્રીત;
નહિ શીવજી કૈલાશમાં, રામા કહે શું રીત. ૫
રંભા રૂપ ધર્યું ખરૂં, અતુલ તેજ અપાર;
નાવણ કારણ નીકળ્યાં, શુભ શોભીત શણગાર. ૬
ત્યાંથી ચાલ્યાં માનુની, [1]પેરી વસ્ત્ર અનેક;
ગુણવંતી માતા ગયાં, આદ્ય રૂપ જ્યાં એક. ૭
જંગવાળ્યો જુગતે કરી, તેજ ઘણેરે તાન;
ભોળાનાથ ભુપત વડા, મૂક્યું તેણે માન. ૮
કર્પૂર ગૌરાં કામની, વિહવળ શીવજી હોય;

તાળીહથી સર્વે સૈન્ય સહવર્તમાન માધવને લઇને તે કામાવતી નગરીમાં જવું. અને વળતી બંનેનાં લગ્ન કરાવી દેવાં. ચતુરરંગી સેના તૈયાર કરાવી. કામાવતી નગરી તરફ કુચ કરી થોડેક દૂર પડાવ નાંખ્યો. હવે જેવાનું એ રહ્યું કે મા-

---

મોહ જાળના ફંદથી, કળી ન શકે કોય. ૯
સંકોચાણા શીવજી, માનુની દેખી તન;
જળ ઠામે એક નળ મહિ, મેલ્યું વિર્ય રતન. ૧૦
રામા રૂપ પ્રગટાવીયું, ઓળખી ઉમિયા આપ;
શીવજી તો રીઝયા ઘણા, તરત મટયો તન તાપ. ૧૧
વીમાને બેશી ગયાં, બંને થઇ ઉલ્લાસ;
આકાશે ઉડી જઈ, જઈ પહોચ્યા કૈલાશ. ૧૨

## ચોપાઈ.

મૂકયું વિર્ય જે કરી જતન, તેજ રૂપ પ્રગટયો એક તન;
* * * *
ધાવી અંગુઠો નખમા રમે, ગુણવંતોએ દિન નીરગમે.
શીવદત્ત એક બ્રાહ્મણ સુખી, નાત ચોરાશી માટે મુખી;
* * * *
ઘણી લક્ષમી શોભે ઘર સુત્ર, પેટ નહીં બ્રાહ્મણને પુત્ર.
* * * *
વિશ્વનાથે આપ્યું જ્ઞાન, દીઠો વિપ્રે ત્યાં સંતાન;
ધન ધન ઈશ્વર શ્રીમહારાજ, કોણ કરે તમવિણ કાજ.
* • * *
જઇ નારને સોંપ્યો તન, માનુનીનું રીઝયુંછે મન;
ઓછવ કીધો સુત કારણે, તરીયા તોરણ બાંધ્યાં બારણે.

ધવ તથા કામકુંડલા વચ્ચે કેવો વહેવાર છે, તથા અરસ પરસ કેવી પ્રીત છે તે જોવી. ત્યારબાદ જે કરવા ઘટારત હશે તે કરવું. આમ ધારી એકલા મહારાજા કામકુંડલાને ત્યાં ગયા. કામકુંડલાને નિહાળી મહારાજાની પૂર્ણ ખાત્રી

---

આજકાલ થયાં વર્ષે પાંચ, કાંઈ આવી નહીં અંગ આંચ;
સમજણો થયો જાહરે, નિશાળે મૂકયો તાહરે.
હરખે વાધે સહુ ગામ, તેથી માધવ પાડયું નામ,
દમયંતી નળ સરખા ભૂપ, તેથી અદકુ કુંવરનું રૂપ.
ઘણી હુશીઆરી હૈડે ધરે, કોડે કામ ભણવાનું કરે;
જે મારગે માધવ જાય, કેડે લોક જોવાને ધાય.
માનુની મન થાએ પ્રસંન, હેતે કરવા આવે દરસંન;
કામ રૂપ પ્રગટયો છે તેહ, તેથી સઘળા રાખે બહુ સ્નેહ.
ભણીગણી થયો હુશીઆર, ચૌદ વિદ્યા અપરંપાર,

* * * * *

### દોહરો.

માધવમાં મહીમા ઘણો, લક્ષણવંતો લાખ;
કળા બોહોતેરી બુધથી, શાસ્ત્રજ્ઞ પુરે શાખ.
સોળકળા સંપુર્ણ છે, દેવ દેવાંક્ષી દેવ;
મોહન રૂપ મનોહરે, કરે પ્રભુની સેવ.

### ચોપાઈ.

માધવ નળ વેણા લે હાથ, સકળગુણ શોભાવે સાથ,
ધરે પાગ જે માધવ દામ, ગુણ સાગર કેલ્યો ગુણગામ.

તો થઈ કે આ બંને માણસ કાંઇ જેવાં તેવાં નથી. પુરૂષ તો હમેશાં સ્ત્રી ઉપર પ્યાર રાખેજ. પણ કેટલીક સ્ત્રીઓ સ્વામી પ્રત્યે પુરણ પ્યાર બતાવતી નથી. માટે આ વિશયમાં જેમ માધવ કામકુંડલા પ્રત્યે પુરણ પ્રેમથી રહે-

---

દોહરો.

ઇંદ્ર લોકમાં એક દિન, રંભા અપરંપાર;
નૃત્ય કરે બહુ નેકથી, શોળ ધરી શણગાર,
સકળ કળા સંપુર્ણ છે, કામનીમાં કો છાપ;
ચુકી ગઇ તે ચિતથી, બળ ન પામી આપ.
થઇ પથ્થર પૃથ્વી પડો, મઘવા બોલે બોલ;
એવા શ્રાપે નારનો, તરત ઉતર્યો તોલ,
કરજોડી ઉભી રહી, વડો પડયો મુજ વાંક;
ક્ષમા વાંક મારો કરો, હુંછું બાળા રાંક.
મઘવા કહે મહીપર પડો, પથ્થર થઇને પ્રીત;
વિપ્ર વરે ત્યાં તુજને, રમત રમાડે રીત;
ભૈરવ ચોક ચોટા મધે, પડી પુતળી પાસ;
વળતા ત્યાં નિશાળિયા, આવ્યા માધવ સાથ.
રૂડી દીઠી પુતળી, રૂડી તેની કાંત;
બહુ સલાહથી ઝાલીયો, માધવે તેનો હાથ.
તનુજ સૌ ભેળા થઈ, પરણાવ્યા શુભ પેર;
હેત પ્રીતથી તેમને, મુકી આવ્યા ઘેર.

બો છે તેવી કામકુંડલા રહી છે કે નહી ? તે જોવું. આવા વિચારથી મહારાજા તેના દ્વારમાં ગયા. કે કામકુંડલાએ તેને વગર ઓળખ્યે આદર સત્કારથી તેને ઘરમાં લીધા અને ઘટતી બરદાસ્ત કરી, તથા વિચિત્ર પ્રકારની ક્રીડા કરતી તેની પ્રત્યે ઉભી રહી. મહારાજાએ તેના હૃદયપર પોતાનો પગ મૂકયો કે તરત કામકુંડલાએ અનાદરની સાથે એક તરફ ખસેડી દીધો. ત્યારે મહારાજાએ કહ્યું કે તું જાણતી નથી કે હું મહારાજા છું છતાં તું મારો અનાદર કરેછે! ત્યારે કામકુંડલાએ પ્રત્યુત્તર આપ્યો કે સાહેબ! આપ મ-

---

ચોપાઈ.

ખટે રાત જુગતે જ્યાહરે, સેજ્ય ધારે તે તાહરે,
ચાર ઘડી ત્યાં આનંદ થાય, વળતી ઈંદ્રિ લોકમાં જાય;
કરે નૃત નારીને સ્નેહ, દહાડે તે પથ્થરની દેહ,
માધવ કહે સાંભળરે નાર, નિત્ય રાત જાયે કુણકાર.
* * * *
સભા ઈંદ્રિની આવી જ્યાં, નૃત કાજ હું જઉં છું ત્યાં,
વીગત વાત પોતાની કહી, સ્વામી આગળ સાચી થઈ;
માધવ કહે સાંભળરે નાર, મુજને તેડી જા તે ઠાર,
જોઉં નાચ હું ત્યાં તાહરો, એહ મનોરથ છે માહરો.
ત્યારે ભોગી ભમરો કર્યો, આપ કંચુકી અંદર ધર્યો,
ગઈ ઈંદ્રિ લોકમાં નાર, માંડયો નૃત કામની તે ઠાર;
પોતે રાગ હલકા આલવે, જુગતે કંચુકી જાલવે,

હારાજા છો એ વાત ખરી પણ તેમ કરવાનું ખાસ કારણ છે, અને તે કારણ એવું છે કે જે હૃદય એકને આપેલું તે બીજાને કેવી રીતે આપી શકાય. જે ચીજ એક માણસને આપી દીધી હોય તે બીજા માણસને ક્યાંથી આપી શકાય? માટે આ મારૂં મન હું મારા કાંત માધવને આપી બેઠી છું એટલે તમને કેવી રીતે આપી શકું? અને વળી કહેલું છે કે પોતાના ગુરૂને તથા દેવ બ્રાહ્મણ વીગેરેને પગથી અડકવું નહીં. મતલબ કે એટલાને તો પગ અડકાડવોજ નહીં. એટલે જે હૃદયમાં વિપ્રરૂપ માધવ વ-

---

ચેત્યો મધવા કૌતક હોય, કંચુકી સામું તે જોય.
રમત ભંગ કરીછે ત્યાંય, કપટે જોયું કંચુકી માંય,
માન્યો પુરૂષ નારીએ આપ, ફરી દીધો મધવાએ શ્રાપ;
ગુણકા થઈ પૃથ્વીમાં પડો, રખે હવે ઇંદ્રાસન ચડો,
ત્યારે જુવતી જોડ્યા હાથ, માનુની બોલી મધવા સાથ.
કંથ વછોડ અમારો થયો, હવે સાર શું સારો રહ્યો,
ઇંદ્ર કહે મલશો કો દિન, તૃપ્તિ થાશે તારે તન;
માધવને એક શ્રાપજ થયો, નારી વ્હેથી પુરણ વહ્યો,
માધવને તરછોડયો તરત, એટલે નારી પામી મૃત.
માધવ રૂડી વેણા વાય, ગુણગાનમાં ગાણાં ગાય,
જ્યાંજ્યાં માધવ રમતો ફરે, ત્યમત્યમ માનુનીનાં મન હરે;
જુવતી દેખે જેણે ઠામ, ઘરનું ન સુજે કાંઈ કામ,
જમવું રમવું ભૂલી જાય, મોહ માધવને દેખી થાય.

સેલો છે એવા હૃદયને પગ લગાડવો એ વીપરીત વાત કહેવાય; માટે મેં આપના ચરણુનો આપ દોષીત ન થાઓ માટે અનાદર કરેલો છે. આ વાતથી મહારાજાની ખાતરી થઈ પણ વિશેષ ખાતરીને માટે તેણે કહ્યું કે, માધવ નામનો એક બટુક કોઇ સ્ત્રીના વિયોગે કરી ઊજેયીનીમાં મરણ પામેલો છે. આ સાંભળી કામકુંડલા એકદમ ધરણી પર મુરછા ખાઈને પડી, અને મહારાજા તેને તેવીજ સ્થીતીમાં મૂકી પોતાના સૈન્યમાં દાખલ થઈ ગયા. હવે માધવનો છેવટ સુધીનો પ્યાર કામકુંડલા પ્રત્યે છે કે નહી?

---

ગાવું નાવું ખાવું ખેલ, માનુની મન મળે નહીં મેળ,
ગોવીંદને વશ ગોપી જ્યમ, માધવને વશ માનુની ત્યમ;
સેવા મૂકી સ્વામી તણી, માયા માધવની લાગી ઘણી,
માધવ માધવ જપતી મુખે, સ્વાસોસ્વાસ સુએ નહીં સુખે.
રાય આગળ થયું તે જાણુ, પુરૂષ એક માધવ પરમાણુ,
તેને દેખે જે કામની, લોભવાય ભાવ ઘણે ભામની;
રાજાયે ત્યાં તેડયો રૂપી, દેખી સ્વરૂપ થયો તે ખુશી,
પ્રદક્ષણા દઇ પાયે નમ્યો, ઘણો ગુણુ માધવને ગમ્યો;
નીત સભામાં તેડે રાય, કરે વાતને સુખી થાય,
રાજા મુખ માધવનું જોય, ત્યારે ખાયપીએ અન તોય.

* * * *

માધવ અને કામકુંડલાની ઉત્પત્તિ કવિ શામળભટ આવી રીતની લખેછે. શામળભટ.

તે જોવા સારૂ તેની પરીક્ષા કરી. પ્રથમ તેને પોતાની પાસે બોલાવ્યો અને તેને કેટલોક સમજાવ્યો, પણ તે આખર લગી ન સમજ્યો ત્યારે કામકુંડલા એકદમ મરણ પામી છે એવી વાત તેની આગળ જાહેર કરી. આથી માધવ એકદમ પૃથ્વીપર પડયો અને મરણ શરણ ગયો હોય તેવો દેખાયો. હવે શું કરવું એ મહારાજાને સુઝયું નહીં. સાહસ કામ કરવામાં કાંઇ ફાયદો નથી અને સવળાનું અવળું થયું માટે તે પસ્તાવા લાગ્યા. દીલગીરીનો કાંઇ પાર રહ્યો નહીં. તેથી તરવાર લઈ પોતાનો ઘાત કરવાનો નિશ્ચય કર્યો.[1] તેવામાં વૈતાળે આવી હાથ ઝાલ્યો. મહારાજાએ વૈતાળ આગળ સઘળી હકીકત કહી દીધી તેથી બંને માનવીને અમૃતપાનથી વૈતાળે સાવધ કર્યા.

---

૧ આગલા કાળ વિષે ઉજ્જૈયીની સરખી એક નગરીમાં વિદ્યાના પારને પામેલ અને સકળ ગુણ સંપન્ન મહારાજા રાજ કરતો હતો. તેની સભામાં વિદ્વાન અને ત્રીકાળજ્ઞાન ધરાવનાર ચંદ્રશેખર નામે બ્રાહ્મણ હતો. એ વિદ્વાન વિપ્રને મહારાજા તરફથી મોટો આશ્રય હતો તેને એક સારૂ વરસાસન હતું અને જાતે ઘરનો પણ સુખી ગૃહસ્થ હતો. રત્નદીપક નામનો તેનો એક પુત્ર હતો. તે આસરે પંદરેક વરસની વયનો હતો પણ મહા ચંચળ, હુશીઆર ને વિદ્વાન હતો. આટલી ઉમરમાંજ તેણે શાસ્ત્ર

આ પુરૂષ બંનેનો એક સરખો પ્યાર છે એવી સંપુર્ણ ખાતરી મહારાજા વિક્રમસેનની થઈ અને મૂર્છામાંથી બંને મનુષ્ય સજીવન થયાં તેથી ખુશી થઇ તે બોલ્યા કે સમુદ્રને તરી જેણે લંકા જીતી વિપક્ષ રાવણને હણ્યો અને રણયુદ્ધમાં કપીઓએ સાહ્યતા કરી એવા જે રામ તેણે તમામ રાક્ષસકૂળને માર્યું; માટે ક્રિયાની સીદ્ધિ સત્વમાંજ રહીછે. પણ મોટા આડંબરમાં નથી.

---

સંબંધી સર્વ જ્ઞાન સંપાદન કરેલું હતું છતાં પણ તેના પીતાએ મેહેનત લઇ તેને પ્રવીણ બનાવ્યો હતો. મહારાજાના દરબારમાંથી એક સીધાનો ચંદ્રશેખરને માટે આવતો. કચેરીમાં પણ વિપ્રનું વિશેષ માન હતું. મહારાજા પ્રત્યે તે પ્રભાતમાં, આખા દિવસમાં શું બીના બનશે તે હકીકત કહેતો. તે સિવાય વિશેષ ગયાં ઝાડ તો નહી તેમ પોતાના પ્રવિણ પુતનાં પરાક્રમનાં બાકાં પણ તે ફુંકતો નહીં. કામ પ્રસંગે ચંદ્રશેખર પંડિતને રજાપર જવાનું થયું અને કેટલાક કારણથી તે ટાઇમસર સભામાં હાજર થઈ શકયા નહીં. તેથી મહારાજાએ વિચાર કર્યો કે વાયદા ઉપર પંડિતજીના તો દિવસ ગયા તોપણ તે હાજર થયા નહીં; માટે તેની અવેજી તેના પુત્રને બોલાવવો અને તેની પ્રવિણતા જોવી કેમકે **आत्मावैन् पुत्रउत्पन्नोइतिसत्यवतीश्रुतिः १** તેથી સીપાઇઓ હુકમ અનુસાર સીધાનો

માધવની અને કામકુંડલાની ખરી પ્રીતી અને સત્ય લાગણી છે તો તેનું સઘળું સવળું પડતું આવેછે; માટે મારે તેમનું એકદમ હેત કરવું જોઈએ. ત્યાર પછી મહારાજાએ એક દૂતને તૈયાર કરી કામસેનની પાસે મોકલ્યો અને કહાવ્યું કે કામકુંડલા નામની જે વારાંગના તમારી પાસે છે તેને એકદમ તેને એકદમ મારી પાસે મોકલી દેવી. નહીં તો સકળ સૈન્યથી ચડાઇ કરી તમારો પરાજય કરી

---

લઈ રત્નદીપક પંડીતને બોલાવી લાવ્યા. પંડીતે આવી **अश्विनीभवतुभूपमंदिरे** એ રીતે આશીરવાદ આપ્યો. યુવાન પંડિતના વૃદ્ધ પીતા તો મહારાજા પ્રત્યે એક દિવસનુંજ ભવિષ્ય બતાવતા હતા પણ આ યુવાન રત્નદીપક શાસ્ત્રીએ તો આઠ દીવસમાં બનવાની સઘળી હકીકત જાહેર કરી દીધી, અને બોલ્યા કે, મહા બળવાન દુશ્મન આપ પ્રતી લડવા આવશે તેની સાથે આપ આઠ દિવસ સુધી લડશો અંતે આઠમે દીવસે દારૂણ સંગ્રામમાં અરીનું સર્વ સૈન્ય હણી તેનું સર્વસ્વ હરી લઈ આપ કીર્તિવંત થશો. ભવિષ્ય પ્રમાણે હકીકત બનવાથી મહારાજા પ્રસન્ન થયા અને મામુલ્ય માન કરતાં હવે શ્રેષ્ટ માન મળવા લાગ્યું. થોડા દીવસ ગયા બાદ વૃદ્ધ પંડિત ચંદ્રશેખર પરગામથી આવી સ્વકાર્યપર હાજર થઈ ગયા. તેથી દરબારશ્રી તરફથી તેને બે મીયાના તેડવા સારૂ આવવા લાગ્યા.

તેને સ્વાધીન લેવામાં આવશે. દૂતે આ પ્રમાણે કામસેન મહારાજા પાસે કહેવાથી તે અત્યંત કોપાયમાન થયો અને પૂછ્યું કે તમારી સાથે સૈન્યમાં કોઈ માધવ નામનો બટુ-છે કે શું? જે મહારાજા મારી પ્રતી કામકુંડલાની માં-ગણી કરે છે! ત્યારે અનુચરે સત્કારથી ઉત્તર આપ્યો કે આપ નથી જાણતા કે મહારાજા વિક્રમાદિત્ય વિરહ મા-ધવને કામકુંડલાની સાથે મેળવવા માટેજ સૈન્ય સજીને આ

---

પોતાનો પુત્ર કાચી ઉમરનો બીન અનુભવી છે માટે આ-વા માનથી તે બગડી જશે તેથી મહારાજા પ્રત્યે તેના વ-ખાણના બદલામાં વખોડવા લાગ્યા. કારણ કે:—

**यौवनं, धनसंपत्तिः, प्रभुत्व, मविवेकता,**
**एकैकमप्यनर्थाय किमुतत्र चतुष्टयं ॥३॥**

યુવાવસ્થા, ધનસંપત્તિ, અમલ અને મુર્ખતા એ એક એક-થી અનર્થ થાયછે. ત્યારે તો જ્યાં ચારે વસ્તુ એકઠી થાય ત્યારે શું અનર્થ ન બને?

રાજમદ, ધનમદ, યૌવનમદ, અને વિદ્યામદ એ તમામ સાચવી શકે તેવી શક્તિ હજી રત્નદીપકની નથી. એમ વિ-ચારી ભરી સભામાં પુત્રની અવગણના પંડિત કરવા લાગ્યા.

હમેશાં રાજાની ભરી સભા વચ્ચે પોતાના પીતાથી થતી નિંદા તે સહન કરી રહ્યો પણ પછી તે સહન થઇ શકાયું નહીં. અતે તેના ઉદ્ધત સ્વભાવે પીતાને મારી નાંખવાની

વેલાછે. વાસ્તે તમે પોતાનું શ્રેય ઈચ્છતા હો તો કામકુંડ-લાને એકદમ આપી મહારાજા વિક્રમને શરણે જાઓ. અનુચરનાં આવાં વાક્ય સાંભળી કામસેન અતી કોપાયમાન

---

ઇચ્છા થઈ. તે વિચારવા લાગ્યો કે, મહારાજા કચેરીમાં જ્યારે મારાં વખાણ કરેછે ત્યારેજ તમારો અવગુણ ગાઇ મને હલકો કરેછે. આ સિવાય તે વધારે જાણતો નહીં. તેથી અપમાને કરી દીવસે દિવસ ફિકરમાં લેવાતો ગયો અને દુખી થવા લાગ્યો. તેથી અંતે ખુના મરકીનો ખેલ કરવો તેને સુઝ્યો. પુત્ર પોતાની વીતી વાત માતા પ્રત્યે કહેતો પણ પંડિતવર્ય આગળ તે કહી શકતો નહીં.

પંડિતજીના સુવાના ઓરડા ઉપર તે એક પીસ્તોલ લઇ પીતાનો ઘાત કરવા પુત્ર અડી ગયો. તેજ વખત ઘરમાં તેના માત પીતા પુત્રનીજ વાતો કરતાં હતાં. પંડિતજીએ પોતાની સ્ત્રી પ્રત્યે કહ્યું કે પુત્રનાં વખાણ સભામાં ન કરવાનું એ કારણ છે કે તે અપકવ બુદ્ધીનો માણુસ છે; માટે વખાણ કરવાથી બગડી જશે, અને તેથી સુધરેલો પુત્ર બગડશે; માટે જે કરૂંછું તે તેના સારાને માટેજ કરૂંછું. રત્નદીપક આ સાંભળી પસ્તાવા લાગ્યો અને પોતાનો નીચ વિચાર તજી દીધો. તે રત્નદીપક પરણેલો હતો પણ તેની સ્ત્રી માવતરે ગએલી હતી.

પોતે નીચ બુદ્ધી કરી તેને માટે તે પસ્તાવા લાગ્યો, કે તિર્યંરૂપ પીતાને મારી નાંખવાની મેં પ્રેરણા કરી માટે મારા

થયો અને ગર્વ આણી બડબડયો જે મહારાજા વિક્રમને કહેવું જે જો તમે માધવને સાથે નહીં લાવ્યા હોત અને તેની તરફદારી આપે નહીં કરી હોત તો હું ગમે તેવી

---

શી હાલ થશે. હું કયાં નીચ અવતારમાં પડી સંકટો વેઠીશ માટે આનુ પ્રાયશ્ચિત મારે કરવું, અને શુદ્ધ થવું.

વિદ્વાનોથી તેને તેનું પ્રાયશ્ચિત આ મળ્યું. શરીર જેટલા સુકા પીપળાના લાકડાને કોતરાવી તેમાં ગાયના છાણનો ગોર ભરી અંદર બેશી લાકડા સહીત જો બળી મરાય તો આ હત્યાના પાપથી મુક્ત થવાય.

આ શુદ્ધતાનો પ્રકાર રત્નદીપકે પણ મંજુર કર્યો. તે બાબતની ખબર પંડીતજીને થવાથી તે વિચારવા લાગ્યો કે એકનો એક પુત્ર જો મરણ પામ્યો તો મારો વંશ ઉચ્છેદ ન થશે માટે તેને બોલાવી સમજાવવા લાગ્યો કે પીતા હત્યાના પાપથી જે તારે ખરેખર શુદ્ધ થવું હોય તો એક સસ્તો પણ અતી વીકટ ખરો રસ્તો બતાવું કે જેથી તું ખરેખર શુદ્ધ થઈશ કે, અને પાપથી મુક્ત થઇશ. તે એ જો તું એક વરસ લગી તારા સસરાને ત્યાં રહી આવ તો આ પાપથી મુક્ત થા. રત્નદીપકને તો ભાવતું હતું ને વૈદે કહ્યું. તેવું થયું તેથી આવા પ્રાયશ્ચિતથી તો બહુજ ખુશી થયો અને વિચારવા લાગ્યો કે—

## मालिनी छंद.

श्वसुरग्रहनिवासं स्वर्गतुल्योनराणां

પણ સખ્ત સજા તમારી ઉઠાવવા તત્પર થાત. પણ એક વિપ્ર બટુક મારી સભાનો શણગાર હરણ કરવા ધારે છે.

---

यदिभवतिविवेकःपंचवाषट्टदिनानि ॥
दधिघृतपययुक्तमासमेकंददस्व
(પાનુ) पुनरपीखरतुल्योमानवीमानहीणः॥४॥
असारेखलुसंसारेसारंश्वसुरमंदिरं ॥
हरोहिमालयेशेतेविष्णुः शेतेमहोदधो ॥५॥

માણસોને સાસરાને ઘેર રહેવું એ સ્વર્ગની બરોબર છે. કદી સાસરાવાળા પાંચ યા છ દિવસ સુધી સુખ આપે. દહી, દુધ અને ઘી સહીત ભોજન મહીના દીવસ સુધી આપે છે પરંતુ તેવાર પછીથી માણસ ગધેડા બરોબર થાય છે.

ખોટા સંસારમાં સાસરાનુ ઘર એજ સાર ( સાચુ ) છે જેમ હર, જે મહાદેવ તે પોતાના સસરા જે હીમાચળ પર્વત ત્યાં સૂવે છે અને વિસ્નુ જે પોતાના સાસરા મહાસાગર તેમાં સુવે છે.

આ પ્રમાણે સારૂં જાણી રત્નદીપક પોતાના સસરાને ઘેર જવાને તૈયાર થયો. પણ તેના પીતાએ આ પ્રમાણે વિચારીને મોકલ્યો.

श्वसुरस्यगृहेनित्यंजामाताकर्मकारकः ॥
तस्यापिंनभवेन्मंत्रोकार्यसिद्धौकदाचन ॥६॥

તેને આપ સાથે લાવી મારી પાસે અયોગ્ય માગણી કરો-છો માટે મારે એ માન્ય નથી. હું તમારી સાથે વડવા તૈયા-રછું જો કદાપી કામકુડલા સિવાયની બીજી માગણી આ-

---

સાસરાને ઘેર રહીને જમાઈ કર્મ કરનાર પુરૂષોને એક કામ સિદ્ધ થતું નથી આ કારણથી તેના પીતાએ સસરાને ઘેર જવાને કહ્યું.

રત્નદીપક પોતાના સાસરાને ઘેર ગયો. તેના સસરાવા-ળાની કેવી સ્થીતી હતી કે તેને વાત કરતાં પણ દયા આ-વે એવું હતું. ઘરમાં એક દીવસનો જમવાનો ખોરાક નહો-તો. ઘણા દુખે કરી તેઓ પોતાનો નીભાવ ચલાવતા. અ-ધુરામાં પુરૂં વળી રત્નદીપક તેમને ઘેર એક વરસ સુધી નિર્વાહ અર્થે આવ્યો. એ કેવી રીતે બને. પણ લાચારીથી તે સ્વીકાર્યું. પોતાની નિંદા ન થાય એટલા માટે જમાઈ ને મિષ્ટાન પાનથી એકાદ બે દિવસ લગીતો સંતોષ્યો પ-ણ પછીથી તેવી એવીજ મીજમાની એક વરસ લગી ચા-લુ રાખવાને તે અસમર્થ હતો.

આમ થવાથી રત્નદીપકે કહ્યું કે મારા વિષે તમારે ચિં-તા કરવી નહીં. જો તમે મને કાંઇ કામ સોંપશો તો તેમાં-થી પેદા કરી મારો નિભાવ ચલાવીશ. ગામની ગાયો ચ-રાવવાનું કામ રત્નદીપકનો સસરો કરતો તે કામ જમાઇને સોંપ્યું. દીલીપ રાજાએ ગુરૂ વસિષ્ટની ગાય ચરાવવાનું કા-મ માથે લીધું હતું તેની પેઠે રત્નદીપકે પણ આરંભ્યું. ર-

પની હશે તો હું માન્ય કરીશ. પણુ મારી કામકુંડલા કદી પણુ આપનાર નથી. મહારાજા વિક્રમાદિત્યને દૂતે સઘળી બીના વિદિત કરી એટલે તરત લશકરની તૈયારી થઈ. સઘળા લશ્કરથી કામાવતી ઉપર ધસારો કરવામાં આવ્યો. છેવટ મહારાજા વિક્રમે ધર્મ યુદ્ધ પ્રકારે ફરી વાર કા-

---

ત્નદીક પંચાંગ પ્રસાદની સુખડી જમનાર એટલે તેને કાચું કોઇ તથા ખાટું ખોરૂં અને નિરરસ કેવી રીતે ભાવે ? તેથી તેણે સાફ લાંઘણુ કરવા માંડી. જેજે આ રત્નદીપીકા તેને સારૂ જમણુ લાવતી તે દુરસ્ત નહીં લાગવાથી પાછું વાળતો હતો. આમ લાંઘણો કાઢવાથી તેની સ્ત્રીએ કહ્યું કે આમ આપ કેટલાક દિવસ વર્તશો. એક વરસતો મહા સંકટથી નીકળે તે પણુ આવા અપવાસથી તો કહાડી નહીં શકાય. આ ઉપવાસ કરવાથી મને મુશકેલ થઇ પડેછે મા. ટે ભાવે તેવુંતો જમો. પછી જેવી આપની મરજી. પંડિત કહે—પ્રીયા તું કહેછે તે ખરૂં પણુ હું પંચાંગ પ્રસાદ વિના અવ્ર જમીશ નહીં. પણુ એક યુક્તિ મને સુઝી છે. તું જ્યારે કાલે અહીં આવે ત્યારે દુવાત, કલમ તથા કાગળ સેતી આવજે. હું તને એક श्लोक લખી આપીશ તે તું એક શેહેરમાં સવાલાખ રૂપીએ વેચી આવજે. તેની કિંમત એથી જરા પણુ ઓછી લેવી નહીં. તે આવેલા રૂપીઆથી આપણે નિર્વાહ ચલાવીશું અને તારાં ગરીબ માબા-

મસેનને લડાઈ માટે બોલાવ્યો. ત્યારે તેણે જવાબ આપ્યો કે મૃગપતી જે સાવજ તેની આગળ કદી મદથી પુરણ થઇને શીયાળીયું ફર્યાં કરે છે તોપણ સિંહ તેના પર જરા-

---

પને પણ નભાવીશું. વળતી બીજે દીવસે એક **श्लोक—**

**सहसाविदधितनक्रिया ॥** લખી આપ્યો. તે વેચવા સારૂ કોઇ શેહેરમાં દાખલ થઇ. ઘણા લોકો તેની આવી ભારે કિંમતથી ભડકી ના પાડવા લાગ્યા. સવાલાખ રૂપીઆથી તેનું કાંઈ પણ મુલ હઠાડયું નહીં. તે શેહેરના વાણીઆનો યુવાન પુત્ર તેના પીતાની ફરમાસથી નવીન વસ્તુ વહોરવા નીકળ્યો હતો. તે સાંભળવામાં આ નવાઈ સરખી વાત આવી તેથી એકદમ તેણે મુનીમ ઉપરની સવાલાખ રૂપીઆની ચીઠી લખી આપી શ્લોક પોતે લઈ લીધો. રત્નદીપીકા મુનીમ પાસેથી રૂપીઆ લઇ સ્વામી પ્રત્યે હાજર થઇ ગઈ.

વણીકપુત્ર નવીન વસ્તુ લઈ પીતા પાસે ગયો અને બનેલી હકીકત જાહેર કરી. આથી તેનો પીતા ગુસ્સે થયો. અને અવિચારના ખરચ માટે ઠપકો આપી વિશેષ કહેવા લાગ્યો કે, ઘરમાં કમાણી કરવી તો એક તરફ રહી પણ આ એક નકામી ચીઠીના સવાલાખ રૂપીઆ આપી આવ્યો. એમ ધમકાવી તેને બહુ હલકો કર્યો. હલકો કરે તેમાં કાંઇ નવાઈ નહોતી. કારણ.

પણ રોષ આણતો નથી. હું બરાબર કોઈપણ નથી એ-ટલે મારે શા માટે કોપીત થવું જોઈએ. હે દુત તારા રાજા મારી બરોબરી કરવાને લાયક નથી. છતાં તે મારી

---

शार्दूलविक्रीडीत.

निर्द्रव्यंपुरुषंसदैवविकलंसर्वत्रमंदादरं
अनुजश्चापिविनापराधकुपितोमित्रोनसंभाषते ॥
भार्यास्नेहवतीचमंदमनसास्नेहेननालिंग्यते
तस्मातद्रव्यमुपार्जितंकुरुसखेद्रव्येणसर्वेवशाः ॥७॥

भूयंगी.

धनैःनिष्कुलिनांकुलीनाभवंतिधनैरापदंमानवा
निस्तरंति ॥ धनेभ्यःपरोबांधवोनास्तिलोकेधनान्यर्ज
यध्वंधनान्यर्जयध्वं ॥८॥ अर्थस्यपुरुषोदासोनार्थोदा
सस्तुकस्याचित ॥ इतिसत्यंमहाराजबद्धोस्म्यर्थेनकौर
वैः ॥९॥ सर्वेगुणाःकांचनमाश्रयंते ॥१०॥

દ્રવ્ય વગરનો પુરૂષ હમેશાં વિહ્વળ હોયછે. અને સર્વ સ્થળે તેનો સત્કાર થોડોજ હોયછે. ભ્રાત વર્ગનો સ્નેહ પણ થોડોજ હોય અને તે કદી કાંઈ પણ બીગાડ ન કરે તોપ-ણ વીના અપરાધે તેના ઉપર સર્વે કુટુંબવર્ગ સકોપ હો-યછે. અની સ્નેહિક સ્ત્રી હોય તોપણ નિદ્રવ્ય પુરૂષના ઉપર સ્નેહથી આલીંગન આપતી નથી. તે માટે હે ભાઇ હરેક

બરોબરી કરવા ચહાય છે પણ હું તેના ઉપર કોપ કરતો નથી. દૂતે સઘળી વાત મહારાજા આગળ વિદીત કરી તેથી મહારાજા અસંત કોપાયમાન થયા, અને રથ-

રીતે દ્રવ્ય કમાવું. કારણ દ્રવ્યથીજ સઘળા સાનુકૂળ રહેછે.

કદી હલકા કૂળનો પુરૂષ હોય તોપણ ધનથી સારો મોટો કુળવાન ગણાય છે. ધનથી મનુષ્યો આવતી આપત્તિને હઠાવી શકે છે. ધનથી અવર કોઇ બાધવ નથી; માટે ધન કમાવું; ધન કમાવું.

પુરૂષ પૈસાનો દાસ છે પણ પૈસો કોઈનો દાસ નથી, એટલા માટે કૌરવોથી પાંડવોને ભારે દુખ ખમવું પડયું. તમાંમ ગુણો સોનામાં રહેલા છે એતો પ્રસિદ્ધજ છે.

વણિક પુત્રેનો લીખેલો શ્લોક એક તખનામાં ગોઠવી પોતાના સયનગૃહમાં લટકાવ્યો. પોતાનો તીરસ્કાર થયો અને ધન ખોઇ આવ્યો તેનો બદલો જાત મેહેનતથી વાળી બાપને સંતોષવો એવી ધારણાએ તે પરદેશ જવા તૈયારી કરવા લાગ્યો. એથી મા, બાપ, સ્ત્રી અને કુટુંબીઓ તેને સમજાવવા લાગ્યા. પણ થએલ મેણાથી તેણે કોઇની વાત કાને ધરી નહી. બે જીવવાળી પોતાની વ્હાલી પ્રીયાની વાત પણ ધ્યાનમાં ન આણતાં તે પરદેશ ચડી નીકળ્યો. પંદર વરસ બાદ ધન સંગ્રહ કરી મહા ધામધુમથી દબદબા સાથે આવવા નીકળ્યો. અને પોતાના શેહેરની બહાર સાંજરે ઉતરી પડયો. પરદેશ ગયાબાદ તેની બે જીવવાળી સ્ત્રીને ઈ-

માં માધવને પોતાની સાથે લઈ ચતુરરંગી સેના સાથે કામાવતી નગરી પર ચડ્યા. મહારાજા કામસેન પણ અતુલ દળ લઇ પૂર્ણ કોપાયમાન થઈને ગર્વથી લડવા સારૂ

---

શ્વર કૃપાએ પુત્ર પ્રાપ્તિ થઈ હતી તે આજે પંદર વરસનો થયો હતો. વણીકપુત્ર રાત્ર વખતે પોતાની વ્હાલી સ્ત્રીનું ચરિત્ર જોવા નીકળ્યો અને અનેક ઉપાયોથી તે પોતાના સયનગૃહમાં દાખલ થયો. ત્યાં જોયછે તો એક પંદર વરસના યુવાન સંગ પોતાની પ્રીયાને સુતેલી જોઇ. જાતનો વણિક હતો તોપણ આ ઘા વણીકપુત્ર સહન કરી શક્યો નહીં. એકદમ ઘરમાંથી તરવાર ખોળી કહાડી બંનેના જાન લેવા તત્પરૂ થયો.

વાત એવી બની કે પરદેશ પરવાર્યા ત્યારે ચારમાસ પછી સ્ત્રીને પુત્રની પ્રાપ્તી થઇ હતી અને તેને આજે પંદર વરસની પૂરી મુદત થઇ રહેલી હતી. પુત્રનો હાથનો અંગુઠો પાકવાથી વેદના થોડી થવા સારૂ માતાએ તે પોતાના મુખમાં રાખ્યો હતો. દુખ ઓછું થવાથી પુત્ર નિદ્રાવશ થયો. જો અંગુઠો મોંમાથી તેની મા કહાડી નાંખે તો વેદના પાછી ચાલુ થશે. પુત્ર જાગી ઉઠે અને પીડા પામે માટે પુત્રસ્નેહે તે કાઢયો નહીં અને તેપણ તેની પાસેજ પોઢી ગઈ. તે વખત એ હતો કે જે વખતે તેનો સ્વામી મારી નાખવા સારૂ તરવાર ઉગામી તત્પર થયો હતો તે.

પરદેશથી આવેલો વણીક જાણુતો નહીં હતો કે આ

નગરી બહાર આવ્યો, અને પાળા સાથે પાળા, તથા સ્વાર સાથે સ્વાર; રથ સાથે રથ ને હાથી સાથે હાથી; એમ પોત પોતાના બરોબરીયા સાથે યુદ્ધ કરવા લાગ્યા. મહા દારૂણ સંગ્રામ થયો, અને વિક્રમાદિત્યના ભયંકર પ્રહારે

---

મારો પુત્ર છે પણ તેને કોઈ અવર પુરૂષજ લેખ્યો અને તે વિચારથીજ તેને મારી નાંખવાને પણ પાછો હઠયો નહીં. તેણે એકદમ તલવાર બહાર કહાડીને પ્રથમ પરપુરૂષને મારી નાંખી સ્ત્રીને પછીથી જગાડી મારી નાંખવી; માટે પ્રથમ તે પુરૂષ ઉપર તરવાર મારવા ઉગામી, જેવો ઘા નાંખવા જાયછે તેવોજ "સહસા વિદધિત" એ શ્લોકમાં ઘા અટક્યો અને શ્લોકનો તખતો તેની પ્રત્યક્ષ નીચે પડયો. તેથી શ્લોકના પરાભાવ અને મૂળ વાતપર જઈ તેણે સ્ત્રી પુરૂષનો વધ નહી કરવો પણ ઓળખી રાખી પછીથી કરવા મુલતવી રાખ્યું, અને વગર બોલે ત્યાંથી શેહેર બહાર નીકળી ઉતારામાં દાખલ થઈ ગયો, અને કોઇને ખબર પડી નહીં.

બીજે દીવસે જ્યારે સહકુટુંબ મળી અરસપરસ વાત ચીતો થવા લાગી અને સંબંધીઓ મળવા આવવા લાગ્યા. ત્યારે પેલો પુરૂષ પણ તેની પાસે આવી પીતાપુત્રના સંબંધની પેઠે વર્તવા લાગ્યો. તપાસ કરતાં પોતાનો પુત્ર છે એમ ખબર પડતાં તે ચમકયો. સઘળી હકીકતથી વાકેફ થયો, અને પોતે રાત્રીએ કરેલા કર્મથી પસ્તાવા લાગ્યો !!!

કરી કામસેન મહારાજની સેના નાશ પામી, તથા બાકી-
ની સેના નાશી ગઇ. લોહીની નીકો વહેવા લાગી અને
તેની અંદર હાથી ઘોડા અને માણુસોનાં મસ્તક તુંબડા-
ઓની પેઠે તણાવા લાગ્યાં, તથા આયુધો તેમાં મગરમચ્છ
અને માછલાંના પેઠે દેખાવા લાગ્યાં. તે વખતમાં મહા પરા-
ક્રમી કામસેન રાજા વિક્રમાર્કને કહે છે કે મારા સૈન્યનો ઘાણ
કાઢનાર હે વીર ! તું હવે જો કે જ્યાં લગી મારા બાણથી
તું અક્ષત છે ત્યાં સુધી ઉભો રહે. એમ કહી કામસેને
સિંહ નાદ કર્યો. વિક્રમાદિત્યે કામસેનના હૃદયમાં દૃઢ માર
માર્યો પણ તે વીર જરાપણ હઠયો નહીં. કામસેન રાજાએ
પણ વિક્રમરાજાને તાડન કરી, એમ બાણુથી પરસ્પર યુદ્ધ થવા
લાગ્યું. એ સમયે મહા પરાક્રમી વિક્રમાર્કે કામસેનની ના-
ભીમાં બાણ માર્યું; નાભી ભિન થવાથી તે કામસેન રાજા
ધરાપૃષ્ટ પર પડયો. અને વિક્રમાર્કે કામસેનને મુર્છાગત
થયેલો જાણ્યો એટલે તુરત રથ ઉપરથી ઉતર્યો અને પો-
તાના રથમાં બેસાડી તેપર પવન નાંખવા માંડયો. તથા
તે જીવતો રહે તેટલા માટે તેને પોતાનું પુન્ય અરપણ
કર્યું. અને જેનાથી પોતે સજીવ થયો છે એવા વિક્રમા-
ર્કને કામસેને નમ્રતાથી દંડવત પ્રણામ કર્યા, અને બોલ્યો કે
હે અજીત મહારાજા આ રાજ, સાજ, ઘોડા, હાથી, ધન,
ધાન્ય સર્વ કાંઇ તમારૂંજ છે. મારૂં તેમાં લેશ માત્ર પણ
નથી. માટે મને આપ ઉગારો હું આપને શરણાંગત

આવેલો છું. કામસેનનાં આવાં વચન સાંભળી મહારાજા વિક્રમ અત્યંત ખુશી થયા અને હરખાતે મુખડે બોલ્યા કે હે કામસેન જે તમારી કામકુંડળા છે તે માધવને માનથી આપી સંતોષો. એટલે મને સર્વ કાંઇ મળ્યું માંનીશ. કામસેનનો પરાજય થયો; અને કામકુંડલાને પોતાનો પ્રાણપ્રતી મળશે તેથી તે અત્યંત હરખાઈ રહી હતી. અને પવનની પેઠે પ્રાણનાથની રાહ જોતી હતી. લાંબા કાળથી પડેલા વિયોગ આજે તુટશે તેથી એકજ દિવસમાં પાછી જેવી હતી તેવી સ્વરૂપવાન બની ગઈ. મહારાજા કામસેને પણ તેને આદરસત્કારથી બોલાવી અત્યંત દેજથી તેના પ્રાણેશને સ્વાધીન કરી હમેશને માટે એકદાર તરીકે વર્તવા દીધાં. ત્યારબાદ મહારાજા વિક્રમે તેને પોતાની સાથે ઉજેયીનીમાં લઇ ગયા, અને ત્યાં સદા સુખ શાંતા ભોગવે એવા સર્વોપાય કરી આપ્યા. માધવ અત્યંત હરખી આ પ્રમાણે આશીરવાદ આપ્યો કે:—**कु**મારજનક (કાર્તિકસ્વામી)ના પીતા, **उ**મા પારવતી જીનો વિલાસ કરવાવાળા; **शं**ખતુલ્ય કાંતીવાળા; ધનેશ ( કુબેર )ના સ્વામી; **ग**વીશ ( પોઠીઓ ) પરબેસનાર; **गं**ગા (નદી)ને ધારણ કરનાર; **प**ન્નગ (સર્પ)ને ધરનાર; **पी**નાકસક્ત (ધનુષ્ય) તેમાં આશક્ત રહેલા એવા જે શંકર તે તમારી રક્ષા કરો.

**બીજો અર્થ—कु**મારજનક ( પ્રધુમ્ન )ના પીતા; (**उ**)મા

( लक्ष्मी )ના વિલાસ કરવા વાળા;( शं ) ખં (આકાશ) ની માફક પ્રભાવાળા. મતલબ ઘનસ્યામ એવા; નિધનેશ (બ્રહ્મા અથવા યમ)ના સ્વામી; (ग) વીશ (પક્ષી)ના સ્વામી ગરૂડપર સ્વારી કરનાર;(गं) ગામ (પૃથ્વી) ધરનાર; (प ) નગ (પર્વ-ત—ગોવરધન) ધારનાર; (पी) નાકસક્ત (સ્વર્ગ)માં વસ-નાર; એવા જે કૃષ્ણ તે તમારી રક્ષા કરો.



## પ્રથમથી આશ્રય આપનાર ગ્રહસ્થો
## નાં મુબારક નામ.

| | | | |
|---|---|---|---|
| ૮ | ખાનશ્રી ગજનફરખાનજી માણાવદર દરબાર. હો. દામોદર | | માણાવદર. |
| ૫ | ખાનશ્રી શેહેરખાનજી સાહેબ બાટવા ભાગદાર. | | બાટવા. |
| ૫ | ,, બાજદીનખાનજી સાહેબ. | સદર | સદર. |
| ૫ | ,, જોરાવરખાનજી. | ,, | ,, |
| ૫ | { બહાદુર ખાનજી / અમીર ખાનજી. } | ,, | ,, |
| ૫ | ,, ઈમામખાનજી. | પાજોદ દરબાર. | ,, |
| ૨ | રા. રા. પ્રાણશંકર કેશવજી—કારભારી. | | ,, |
| ૨ | રા. રા. ગરરીશંકર ઉમીયાશંકર પોટા. | સદર. | ,, |
| ૫ | રા. રા. હિમતરામ હરખલાલ બાટવા ન્યાયાધીશ સાહેબ. | | ,, |
| ૫ | રા. રા. પનજીભાઈ નથુભાઇ. કારભારી સુમરી | | રોહા. કચ્છ. |
| ૧૦ | રા. રા. જીવરાજભાઇ ગંગાધર ન્યાયાધીશ. | | ગીદડ. |
| ૨ | રા. રા. મગનલાલ નથુભાઇ બુચ કારભારી— | | પાજોદ બાટવા |
| ૫ | રા. રા. ખીમચંદ જેચંદ. | | જેતપુર. |
| ૨ | રા. રા. પ્રમાણંદ કેશવજી ખાનશ્રી અનવરખાનજીના કારભારી— | | ગીદડ. |
| ૨૫ | ભટ વિરેશ્વર લાધા. | | હાંડલા. |
| ૧૦ | રા. રા. વિજયશંકર પ્રાણશંકર દેબર. | | જામનગર |

| | | |
|---|---|---|
| ૫ | શુકલ કાળીદાસ બાવા. | ધોરાજી. |
| ૫ | પંડ્યા ખીમજી જગજીવન. | વંથળી |
| ૨ | ઝાલા બાવાજી પુંજાજી એજંટ. | બાટવા |
| ૧૦ | ઠા. દોલતશીંગ હરીશીંગ. | બાટવા |
| ૧૦ | વિદ્યાર્થી પોઠલજી પુરૂષોત્તમ. | નાનાકોટડા |
| ૨ | ભટ મૂળશંકર ભવાનીશંકર. | સીતાણુ |
| ૨ | ભટ ડાહ્યા કરશનજી. | ખાંભલા |
| ૧ | રા. નથુભાઈ ગવરીશંકર તેસીલદાર. | બાટવા |
| ૧ | રા. જેરાજભાઇ પ્રેમજી સીરસ્તેદાર. | ,, |
| ૧ | રા. મોહનલાલ બાપાલાલ. પોષ્ટમાસ્તર | ,, |
| ૧ | રા. મોરારજી પ્રેમજી પો. ફોજદાર | ,, |
| ૧ | રા. લાલશીંગ હરીશીંગ. એજન્સી વકીલ | ,, |
| ૧ | રા. મણીશંકર હરીશંકર પો. ફોજદાર. | ,, |
| ૧ | રા. દોલત મલેકભાઇ. તાલુકા સ્કૂલમાસ્તર | ,, |
| ૬ | શેઠ કાસમભાઇ મસિમાલભાઈ. | ,, |
| ૧ | રા. ભવાનીશંકર લાલજી. | ,, |
| ૧ | રા. મોતીરામ વાલજી. | ,, |
| ૧ | જમાદાર દતુપ્રસાદ મીસર | ,, |
| ૧ | વકીલ વજેશંકર રેવાશંકર વકીલ. | બાટવા |
| ૧ | આશારામ માવજી | ,, |
| ૧ | શેઠ દેવચંદ હીરજી. | ,, |
| ૧ | કોઠારી ધરમશી હીરજી. | ,, |
| ૧ | ગંગારામ ભવાનીશંકર આ. મા. | ,, |
| ૧ | હાજીઅબા કાશમ. | ,, |

| | | |
|---|---|---|
| ૧ | સોની નરશી સવજી. | બાટવા |
| ૧ | સોની પુંજા દેવજી. | ,, |
| ૧ | સોની ગોરધન રા[illegible]. | ,, |
| ૧ | દરજી ગોરધન રામજી. | ,, |
| ૧ | પંડ્યા પુરૂષોત્તમ ઝીણા. | ,, |
| ૧ | દરજી પ્રેમજી કરમશી. | ,, |
| ૧ | ગુસાંઇ બાલગરજી ભગવાનગરજી. | ,, |
| ૧ | ઠકર વસરામ મુલજી | ,, |
| ૧ | ઠકર જુઠા મુળજી. | ,, |
| ૧ | પંડ્યા ભીમજી ઓધારામ. | બાલાગામ |
| ૧ | પ્રાગજી ખીમજી. | અમરાપુર—બેસાણા |
| ૧ | મેહેતાજી પુરૂષોત્તમ ઝીણા. | માખીઆળા |
| ૧ | ભટ લક્ષ્મીરામ રામજી. | બગસરા—ગેડ |
| ૧ | ઝીણા પરમાણંદ | અમરાપુર—સેતા |
| ૧ | લક્ષ્મીરામ આશારામ | ,, |
| ૧ | મિત્ર દેવશંકર લાલજી | ,, |
| ૧ | પ્રભાશંકર કાનજી. | મોટી મારડ |
| ૧ | લક્ષમીરામ વજેરામ. | નાનડીઆ |
| ૧ | વિદ્યાર્થી મંછારામ | મોટીમારડ |
| ૧ | પંડ્યા પ્રેમજી કાનજી. | જોધપુર |
| ૧ | પંડ્યા લક્ષમીરામ બેચર. | ગણોદ |
| ૧ | ભટ કાળીદાસ ચકુ. | બાયાવદર |
| ૧ | ભટ કામેશ્વર બુધરજી | અમીપર |
| ૧ | મેહેતાજી ઓધવજી પીતાંબર. | વેકરી |

| | | |
|---|---|---|
| ૧ | સોની જીના ગોવીંદજી. | સદર |
| ૧ | સોની ખીમજી રતનજી | અમરાપર—સેતા |
| ૧ | મેહેતાજી વીઠલજી નરસી. | સદર. |
| ૧ | પારેખ કલ્યાણજી લાલજી | બંહીઆ |
| ૧ | સોની જાદવજી જુઠા. | બાડેર |
| ૧ | રાવળ મોનજી મૂળજી. | નાનડીઆ |
| ૧ | પંડ્યા જગજીવન જુઠા. કલાર્ક | વેરાડ |
| ૧ | મી. પ્રેમજી નાનજી. | મુબઇ |
| ૧ | મેહેતા જેઠાલાલ વાલજી | ખાંભલા |
| ૧ | રણછોડ રાઘવજી. | ગાંબલીઆ |
| ૧ | ઠકર દેવચંદ કુરજી. | કુતીયાણા |
| ૧ | અમીરખોખર કાયમખોખર | ,, |
| ૧ | વકીલ જગજીવન કાળીદાસ | મોણપુર |
| ૧ | ઠકર. વલ્લવજી પ્રધાન. | ગરેજ |
| ૧ | સીદી આમદ ઉમર. | માણાવદર |
| ૧ | જોશી માવજી વેલજી | બળીઆવડ |
| ૧ | રા. નાનાલાલ દેવશંકર. | બેસાણા |
| ૧ | રા. વૈદ હરીશંકર મૂળજી | સદર |
| ૧ | રા. શ્રી રંગધર મૂળશંકર સીરસ્તેદાર. | સદર |
| ૧ | રા. જેશંકર કલ્યાણજી રેવન્યુદફતરી. | ,, |
| ૧ | શેઠ દેવચંદ ઠાકરશી. | બેસાણા તાબે ટીંબડી |
| ૧ | મે. લાધારામભાઇ ઉમીયાશંકર મુનસબ સાહેબ | બેસાણા |
| ૧ | રા. પ્રભાશંકર નર્મદાશંકર અદાલતસીરસ્તેદાર | ,, |
| ૧ | જગજીવન વી. પ્રેમજી વ્યાસ. | બેસાણા |

| | |
|---|---|
| ૧ રાયજાદા જાલમસિંહજી નારણજીભાઈ. | સોદરડા |
| ૧ પટેલ બેચર ઠાકરશી. | હાંટલા |
| ૧ અબ્દુલાબીન અબ્દુલહાદી. | ,, |
| ૧ સોની કાળા જીવન. | ,, |
| ૧ મંગ હરી વસરામ | ,, |
| ૧ પટેલ મૂળજી હરી દેસાઇ | ,, |
| ૧ બોરીચા ગોવિંદ સામત. | ,, |
| ૧ પટેલ ભોજા મનજી ભૂત | ,, |
| ૧ ઠાકોર સુરસંગજી | માણાવદર |
| ૧ ઠાકોર જુનાજી ગગજી | ,, |
| ૧ મેહેતાજી કુંવરજી ગગાભાઈ ભટ્ટ | મોણપુર |
| ૧ રા. ભવાનીપ્રસાદ નિત્યાનંદ ફોજદાર. | ,, |
| ૧ દોસી. જેચંદ કાનજી | અમરાપુર—બેસાણા |
| ૧ મેહેતાજી સેવકરામ વિશ્વનાથ ભટ્ટ | ,, |
| ૧ મેહેતાજી શંકરપ્રસાદ જેશંકર. | ખડીઆ |
| ૧ શેઠ ચત્રભૂજ ધરમશી | બાગસરી |
| ૧ જોશી ભાણજી ઓધવજી | કુતીયાણા |
| ૧ ભીમજી નંદરામ | શોભાવડલા |
| ૧ પટેલ રામજી ઝીણા. | માણાવદર. |
| ૧ પટેલ ધનજી બેહેચર | ,, |
| ૧ નથુજી બાપુજી સ્પે. આસીસ્ટંટ | જુનાગઢ |
| ૧ બાવાજી પીતાંબરદાસ | માણાવદર |
| ૧ મીત્ર ત્રીકમ ઠાકરશી | ,, |

| | |
|---|---|
| ૧ પ્રીયમિત્ર કચરા પ્રેમજી, | કેશોદ |
| ૧ જાદવજી રામજી | વેકરી |
| ૧ જોશી નારણજી | મોટી પરબડી |
| ૧ મેહેતા ત્રીકમજી મકનજી | બાડેર |
| ૧ પંડ્યા ગોવિંદજી પુરૂષોત્તમ | સતાપુર |
| ૧ પંડ્યા કડવા મકનજી. | બીતાણા |
| ૧ પટેલ રણમલ્લ અરજણ | હોયાણા |
| ૧ જોશી ગોવિંદજી માધવજી | ઘોડાધ્રર |
| ૧ પટેલ વજશી | ,, |
| ૧ પટેલ રામા ગાંગા ટીબા | બગસરાગેડ |
| ૧ દોલતરામ પ્રાણશંકર યાજ્ઞીક | પાટણ–ગુજરાત |
| ૧ સ્વામી બ્રહ્માનંદ ગુરૂ ચિદ્દઘનાનંદ | ભાવનગર |
| ૧ બાવાજી કરસનદાસ વલ્લભદાસજી. | બાંટવા |
| ૧ વોહોરા ભુદરજી પ્રાણજીવન. | ચુડવા |
| ૧ જોશી નરશી વી. નરભેરામ. | ટીંબડી |
| ૧ રા. ચુનીલાલ મગનલાલ વકીલ | સુરત |
| ૧ રા. જાદવજી અમરશી વકીલ | જુનાગઢ |